# ઇસ્લામની હકીકત

## (ખુતબાત-૨)

મૌલાના સૈયદ અબુલ આ'લા મૌદૂદી

• અનુવાદ •

ઝહીરુદ્દીન શેખ

# અનુક્રમણિકા

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

(શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.)

# પ્રસ્તાવના

પ્રસ્તુત પુસ્તક 'ઇસ્લામની હકીકત' લેખકના મૂળ ખુત્બાઓ, જે પુસ્તક રૂપે પ્રસિદ્ધ થયા હતા, તે 'ખુત્બાત' (ઉર્દૂ)ના દ્વિતીય પ્રકરણનો અનુવાદ છે.

મૂળ પુસ્તકમાં ઇસ્લામી વિશ્વના એક મોટા આલિમ (વિદ્વાન) મૌલાના સૈયદ અબુલઆ'લા મૌદૂદી (રહ.)ના તે ખુત્બાઓ (પ્રવચનો)ને એકત્ર કરીને પ્રકાશિત કરવામાં આવ્યા છે, જે તેમણે ઇ.સ. ૧૯૩૮માં 'દારુલ ઇસ્લામ' પઠાનકોટ (પંજાબ)ની જુમ્આ મસ્જિદમાં અલ્પ શિક્ષિત સામાન્ય મુસલમાનો સમક્ષ આપ્યા હતા. આ ખુત્બાઓ એટલા સરળ અને પ્રભાવશાળી શૈલીમાં ઇસ્લામની પાયાની શિક્ષાઓને તેની સ્પિરિટ (રૂહ)ની સાથે પ્રસ્તુત કરવામાં આવ્યા છે કે તેને સાંભળીને અથવા વાંચીને અસંખ્ય લોકોના જીવન સુધરી ગયા અને તેઓ બૂરાઈઓ છોડવા અને સદ્કાર્યોને અપનાવવા પર મજબૂર થઈ ગયા. આ લોકોમાં મુસલમાનો પણ છે અને બિનમુસ્લિમો પણ.

આ ખુત્બાઓની આ જ ખૂબીઓને કારણે દુનિયાની અનેક ભાષાઓમાં તેના અનુવાદો મોટી સંખ્યામાં પ્રકાશિત કરવામાં આવ્યા છે અને તે બધા અત્યંત લોકપ્રિય થયા છે.

મૌલાના મૌદૂદીનું એક અન્ય લોકપ્રિય પુસ્તક 'દીનિયાત' (ગુજરાતી અનુવાદ 'ઇસ્લામ પરિચય')માં ઇસ્લામી આસ્થાઓનું વિગતવાર વર્ણન કરવામાં આવેલ છે અને ઇસ્લામની શરઈ (ધર્મશાસ્ત્રીય) વ્યવસ્થા વિશે પણ કેટલીક માહિતી ઉપલબ્ધ કરવામાં આવી છે, અને આ પુસ્તકમાં દીને-ઇસ્લામ (ઇસ્લામ ધર્મ)ની સ્પિરિટ અને ઇબાદતોનું વિગતવાર વર્ણન કરવામાં આવેલ છે.

ઇસ્લામને સાચી રીતે જાણવા માટે જરૂરી જ્ઞાન અને શિક્ષણ પ્રાપ્ત કરવાની ફરજચૂકના કારણે મુસલમાનોમાં વર્ષોથી બિનઇસ્લામી આચાર-વિચાર અને જીવન પદ્ધતિ રિવાજ પામતી ગઈ છે. જેના પરિણામે દેશબાંધવોમાં ઇસ્લામ અને મુસલમાનો વિષે ગેરસમજ ઊભી થવી સરળ અને સ્રહજ બની ગયું છે. માટે ઇસ્લામની સાચી સમજ અને અર્થઘટનની જાણકારી મેળવવી મુસલમાનો માટે અત્યંત જરૂરી છે કે જેથી

તેઓ પોતાના અન્ય ભાઈઓને ઇસ્લામનો પરિચય આપી શકે. ઉક્ત બંને પુસ્તકોને મેળવીને વાંચ્યા પછી દીને-ઇસ્લામને સમજવું અને તે અનુસાર બરાબર અમલ કરવું પણ સરળ થઈ જાય છે. દીન ઉપર અમલ કરવાના પરિણામે માનવ અને માનવ-સમાજમાં એક મનોવાંછિત, રુચિકર અને હકારાત્મક પરિવર્તન જોવા મળશે અને લોકો દીનના લાભો અને બરકતોને પોતાની આંખોથી સ્વયં જોઈ શકશે.

અહીં એ વાત પણ બતાવી દેવી જરૂરી લેખાશે કે આ ખુત્બાઓ જે પરિસ્થિતિમાં આપવામાં આવ્યા હતા, તેમાં હવે ઘણું પરિવર્તન આવી ગયું છે, તેથી તેને વાંચતા સમયે તે સંજોગોને દૃષ્ટિ સમક્ષ રાખવા આવશ્યક છે.

મૂળ પુસ્તક 'ખુત્બાત' (ઉર્દૂ)ના અનુવાદનો પ્રથમ ભાગ 'ઈમાનની હકીકત' અને આ દ્વિતીય ભાગ 'ઇસ્લામની હકીકત'ના નામે સમયાંતરે પ્રસિદ્ધ થતા રહ્યા છે.

**ઈસ્લામી સાહિત્ય પ્રકાશન-ગુજરાત** છેલ્લા ત્રણ-ચાર દશકાઓથી ઇસ્લામી શિક્ષાઓ પર આધારિત પુસ્તકો તૈયાર કરવાની સેવામાં લાગેલ છે. આ પુસ્તકને આપ-સૌની સેવામાં પ્રસ્તુત કરવાનું સૌભાગ્ય મળ્યું, તે બદલ અલ્લાહનો અભાર વ્યક્ત કરીએ છીએ. આશા છે કે આ પુસ્તિકાના અભ્યાસથી ગુજરાતી ભાષી મુસલમાનો અને અન્ય દેશબંધુઓ પણ ઇસ્લામની બુનિયાદી આસ્થાઓ વિષે સારી રીતે સમજ કેળવી શકશે અને પોતાના જીવનની સુધારણા માટે મદદ અને પ્રેરણા મેળવી શકશે.

—: પ્રકાશક :—

**ઈસ્લામી સાહિત્ય પ્રકાશન-ગુજરાત**

પ્રકરણ – ૧

# મુસલમાન કોને કહેવાય?

## મુસલમાન થવા માટે પ્રાથમિક શરતો :

મુસલમાન થવા માટે શું જરૂરી છે એ માટે હું તમારા સામે મુસલમાનના ગુણો વર્ણવીશ, અર્થાત એ બતાવીશ કે મુસલમાન થવા માટે ઓછામાં ઓછી શરતો શું છે? માણસે ઓછામાં ઓછું શું હોવું જોઈએ કે જેથી મુસલમાન કહેવડાવવાને લાયક થાય?

## કુફ્ર શું છે અને ઈસ્લામ શું છે?

આ વાત સમજવા માટે તમારે સૌથી પહેલાં એ જાણવું જોઈએ કે 'કુફ્ર' શું છે અને 'ઈસ્લામ' શું છે? 'કુફ્ર' એ છે કે માણસ ખુદાની આજ્ઞા પાળવાનો ઈન્કાર કરી દે અને 'ઈસ્લામ' એ છે કે માણસ માત્ર અલ્લાહનો જ આજ્ઞાપાલક બને અને અલ્લાહે મોકલેલ માર્ગદર્શનથી વિરુદ્ધ હોય એવા દરેક કાનૂન અથવા હુકમને ત્યજી દે. 'ઈસ્લામ' અને 'કુફ્ર'નો આ તફાવત કુર્આન-મજીદમાં સ્પષ્ટ રીતે સંભળાવી દેવાયો છે. આથી ફરમાવ્યું છે કે,

وَمَنْ لَّمْ يَحْكُمْ بِمَآ اَنْزَلَ اللّٰهُ فَاُولٰٓئِكَ هُمُ الْكٰفِرُوْنَ ۝

''જે લોકો અલ્લાહના ઉતારેલા કાનૂન મુજબ ન્યાય ન કરે, તેઓ જ કાફિરો છે.'' (સૂરઃ માઈદહ, આ. ૪૪)

નિર્ણય કરવાનો અર્થ એ નથી કે કોર્ટ-કચેરીમાં જે કેસ-કજિયો જાય, બસ તેનો જ નિર્ણય અલ્લાહની કિતાબ મુજબ થાય. નહીં, બલ્કે હકીકતમાં નિર્ણયનો અર્થ એ ફેંસલો છે, જે દરેક માણસ પોતાના જીવનમાં દરેક વખતે કર્યા કરે છે. દરેક પ્રસંગે તમારા સામે એ સવાલ આવે છે કે ફલાણું કામ કરવું કે ન કરવું? ફલાણી વાત આમ કરવી કે તેમ? ફલાણા મામલામાં આ રીત ધારણ કરવી કે તે? આવા બધા પ્રસંગે

અલ્લાહની કિતાબ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સુન્નત એક તરીકો બતાવે છે અને ઇન્સાનની પોતાની મનેચ્છા કે બાપ દાદાની પ્રથાઓ અથવા માનવોએ ઘડેલ કાનૂન બીજો તરીકો બતાવે છે. હવે જે વ્યકિત અલ્લાહે બતાવેલા તરીકાને ત્યજીને કોઈ બીજા તરીકા મુજબ કામ કરવાનો નિર્ણય કરે છે, તે હકીકતમાં 'કુફ્ર'નો તરીકો ધારણ કરે છે. જો તેણે પોતાના સંપૂર્ણ જીવન માટે એવો ઢંગ અખત્યાર કરી રાખ્યો હોય, તો તે પૂરો કાફિર છે અને જો તે અમુક મામલાઓમાં તો અલ્લાહના આદેશને માને અને અમુકમાં પોતાની મનેચ્છાને અથવા બાપદાદાની પ્રથાઓ અથવા માનવીએ ઘડેલા કાનૂનને અલ્લાહના કાનૂન પર પસંદગી આપે, તો જેટલા પ્રમાણમાં તે અલ્લાહના કાનૂનનો દ્રોહ કરશે, તેટલા પ્રમાણમાં તે 'કુફ્ર'માં પડેલો ગણાશે. કોઈ અડધો કાફિર છે, કોઈ ચોથા ભાગનો, કોઈમાં દસમા ભાગનું 'કુફ્ર' છે તો કોઈ વીસમો. ટૂંકમાં એ કે અલ્લાહના કાનૂનથી જેટલો દ્રોહ છે, તેટલું જ 'કુફ્ર' પણ છે.

ઈસ્લામ એ સિવાય કંઈ નથી કે માણસ ફક્ત અલ્લાહનો બંદો બને. હા, અલ્લાહનો જ બંદો, ન મનેચ્છાનો બંદો, ન બાપદાદાનો બંદો, ન ખાનદાન કે કુટુંબનો બંદો, ન મૌલવી સાહેબ કે પીર સાહેબનો બંદો, ન જમીનદાર સાહેબ કે મામલતદાર સાહેબ કે મેજીસ્ટ્રેટ સાહેબનો બંદો, ન ખુદા સિવાય અન્ય કોઈ સાહેબનો બંદો, કુર્આનમાં ફરમાવ્યું છે કે –

قُلْ يَٰٓأَهْلَ ٱلْكِتَٰبِ تَعَالَوْا۟ إِلَىٰ كَلِمَةٍ سَوَآءٍۭ بَيْنَنَا وَبَيْنَكُمْ
أَلَّا نَعْبُدَ إِلَّا ٱللَّهَ وَلَا نُشْرِكَ بِهِۦ شَيْـًٔا وَلَا يَتَّخِذَ بَعْضُنَا بَعْضًا
أَرْبَابًا مِّن دُونِ ٱللَّهِ ۚ فَإِن تَوَلَّوْا۟ فَقُولُوا۟ ٱشْهَدُوا۟ بِأَنَّا مُسْلِمُونَ ﴿٦٤﴾

અર્થાત્, ''હે નબી કહો, હે ગ્રંથવાળાઓ ! આવો એક એવી વાત તરફ જે અમારા અને તમારા વચ્ચે સમાન છે. આ કે આપણે અલ્લાહ સિવાય કોઈની બંદગી ન કરીએ, તેના સાથે કોઈને ભાગીદાર ન ઠરાવીએ અને આપણા પૈકી કોઈ અલ્લાહ સિવાય કોઈ બીજાને પોતાનો રબ ન બનાવી લે. આ આમંત્રણનો સ્વીકાર કરવાથી જો તેઓ મોઢું ફેરવે તો સ્પષ્ટ કહી દો કે સાક્ષી રહો, અમે તો મુસ્લિમ (માત્ર અલ્લાહની બંદગી અને આજ્ઞાપાલન કરનારા) છીએ.''

(સૂરઃ આલે ઇમરાન, આ. ૬૪)

એક અન્ય જગ્યાએ ફરમાવ્યું છે કે –

أَفَغَيْرَ دِينِ اللَّهِ يَبْغُونَ وَلَهُ أَسْلَمَ مَنْ فِي السَّمَاوَاتِ وَالْأَرْضِ طَوْعًا وَكَرْهًا وَإِلَيْهِ يُرْجَعُونَ ۝ قُلْ آمَنَّا بِاللَّهِ

અર્થાત્, "હવે શું આ લોકો અલ્લાહની તાબેદારીનો માર્ગ (અલ્લાહનો દીન) છોડીને બીજો કોઈ માર્ગ ઇચ્છે છે ? જો કે આકાશ અને ધરતી સમગ્ર વસ્તુઓ મને-કમને અલ્લાહનું જ આજ્ઞાપાલન કરે છે અને તેના તરફ જ સૌને પાછા ફરવાનું છે."

(સૂરઃ આલે ઈમરાન, આ. ૮૩)

આ બંને આયાતોમાં એક જ વાત વર્ણવી છે અને તે એ કે અસલ દીન ખુદાની તાબેદારી અને આજ્ઞાપાલન છે. ખુદાની ઈબાદતનો એટલો જ અર્થ નથી કે બસ પાંચ વખત તેના આગળ સિજદા કરી દો, બલ્કે તેની ઈબાદતનો ખરો અર્થ એ છે કે રાત-દિવસ પ્રત્યેક પળ તેના હુકમની તાબેદારી કરો. જે વસ્તુની તેણે આજ્ઞા આપી છે, તેના પર અમલ કરો. દરેક મામલામાં જુઓ કે ખુદાનો હુકમ શું છે. એ ન જુઓ કે તમારું પોતાનું મન શું કહે છે, તમારી બુદ્ધિ શું કહે છે, બાપદાદા શું કરી ગયા છે, કુટુંબ- કબીલાવાળાઓની ઈચ્છા શું છે, મૌલવી સાહેબ અને પીર સાહેબ શું ફરમાવે છે અને ફલાણા સાહેબની શું આજ્ઞા છે અને ફલાણા સાહેબની શું ઈચ્છા છે. જો તેઓએ ખુદાના હુકમને બદલે અન્યની વાત માની, તો જાણે ખુદાઈમાં તેને શરીક કર્યો. તેને તે સ્થાન આપ્યું, જે માત્ર ખુદાનું જ સ્થાન છે.

إِنِ الْحُكْمُ إِلَّا لِلَّهِ ۚ

"હુકમ દેનાર તો માત્ર ખુદા જ છે." (સૂરઃ અન્આમ, આ. ૫૭)

બંદગીને પાત્ર તો તે જ છે, જેણે તમને પેદા કર્યા અને જેના આધારે તમે જીવતા છો. ધરતી અને આકાશની દરેક વસ્તુ તેની તાબેદારી કરી રહી છે, કોઈ પથ્થર બીજા પથ્થરની તબેદારી નથી કરતો, કોઈ વૃક્ષ બીજા વૃક્ષની આજ્ઞા નથી પાળતું, કોઈ જાનવર બીજા જાનવરનું આજ્ઞાપાલન નથી કરતું, તો ઈન્સાન ઈન્સાનની તાબેદારી શા માટે કરે ? શું તમે પથ્થરો, વૃક્ષો અને જાનવરોથી પણ ગયેલા છો કે તેઓ માત્ર ખુદાનું આજ્ઞાપાલન કરે અને તમે ખુદાને બાજુએ રાખી ઈન્સાનોનું આજ્ઞાપાલન કરો ? આ છે તે વાત, જે કુર્આનની આ બંને આયતોમાં કહેવામાં આવી છે.

ગુમરાહીના ત્રણ રસ્તા :

હવે હું તમને બતાવીશ કે અસલમાં 'કુફ્ર' અને ગુમરાહી ક્યાંથી નીકળે છે. કુર્આન-કરીમ આપણને બતાવે છે કે આ ભૂંડી આફત આવવાના ત્રણ માર્ગ છે.

**(૧) નફસ (મનેચ્છા)ની બંદગી :**

પહેલો રસ્તો મનુષ્યના પોતાના મનની ઇચ્છાઓ છે.

وَمَنْ اَضَلُّ مِمَّنِ اتَّبَعَ هَوٰىهُ بِغَيْرِ هُدًى مِّنَ اللّٰهِ ۭ اِنَّ اللّٰهَ لَا يَهْدِي الْقَوْمَ الظّٰلِمِيْنَ ۝

અર્થાત્, ''એ વ્યકિતથી વધુ પથભ્રષ્ટ કોણ હશે, જે ખુદાઈ માર્ગદર્શન વિના માત્ર પોતાની ઇચ્છાઓનું જ અનુકરણ કરે ? અલ્લાહ એવા જુલ્મીઓને કદાપી સીધો માર્ગ દેખાડતો નથી.'' (સૂરઃ કસસ, આ. ૫૦)

મતલબ એ કે સૌથી વધીને ઇન્સાનને ગુમરાહ કરનાર વસ્તુ ઇન્સાનના પોતાના નફસની ઇચ્છઓ છે. જે વ્યકિત ઇચ્છાઓના બંદો બની જાય છે, તેના માટે ખુદાનો બંદો બનવું શક્ય જ નથી. તે તો દરેક વખતે એ જ જોશે કે તેને રૂપિયા કયા કામમાં મળે છે, તેને કીર્તિ અને ખ્યાતિ કયા કામમાં થાય છે, તેને લિજ્જત અને આનંદ કયા કામમાં મળે છે, તેને આરામ અને રાહત કયા કામમાં મળે છે. બસ, આ વસ્તુઓ જે કામમાં દેખાશે તે જ તે કરશે, ભલે ખુદા તેની મનાઈ કરતો હોય અને આ વસ્તુઓ જે કામમાં નહીં મળે તેને તે કદી નહીં કરે, ભલે ખુદા તેની આજ્ઞા આપતો હોય. તો આવા માણસનો ખુદા સૃષ્ટિનો સર્જનહાર અલ્લાહ ન થયો, પણ તેનો નફસ(મન) જ તેનો ખુદા થઈ ગયો. તેને હિદાયત કઈ રીતે મળી શકે ? આ વાતને કુર્આને અન્ય સ્થળે આ રીતે કહી છે –

اَرَءَيْتَ مَنِ اتَّخَذَ اِلٰـهَهٗ هَوٰىهُ ۭ اَفَاَنْتَ تَكُوْنُ عَلَيْهِ وَكِيْلًا ۝ اَمْ تَحْسَبُ اَنَّ اَكْثَرَهُمْ يَسْمَعُوْنَ اَوْ يَعْقِلُوْنَ ۭ اِنْ هُمْ اِلَّا كَالْاَنْعَامِ بَلْ هُمْ اَضَلُّ سَبِيْلًا ۝

અર્થાત્, ''ક્યારેય તમે એ વ્યકિતની હાલત ઉપર વિચાર કર્યો છે, જેણે પોતાના મનની ઇચ્છાને પોતાનો ખુદા બનાવી લીધો હોય ? શું તમે આવી વ્યક્તિને

સીધા માર્ગ ઉપર લાવવાની જવાબદારી લઈ શકો છો ? શું તમે સમજો છો કે આમાંના ઘણાંખરા લોકો સાંભળે અને સમજે છે ? આ તો પશુઓ જેવા છે, બલ્કે તેમનાથી પણ બદતર.'' (સૂરઃ અલ ફુરકાન, આ. ૪૩-૪૪)

નફસના બંદાઓ એટલે મનેચ્છાના ગુલામો જાનવર કરતાં ખરાબ હોય છે, એ વિષે બેમતને કોઈ અવકાશ જ નથી. કોઈ જાનવર તમને એવું નહીં મળે, જે ખુદાએ નક્કી કરેલી હદથી આગળ વધતું હોય. દરેક જાનવર તે જ વસ્તુ ખાય છે, જે તેના માટે નક્કી કરી છે. એટલું જ ખાય છે, જેટલું તેના માટે નિર્મિત છે અને જે જાનવર માટે જેટલા કામ નક્કી છે, તે બસ તેટલા જ કામ કરે છે. પરંતુ માનવી એવું પ્રાણી છે કે તે પોતાના મનની ઇચ્છાઓનો ગુલામ બની જાય છે, તો એવા કૃત્યો કરે છે જેનાથી શેતાન પણ ભાગવા માંડે છે.

## (૨) પૂર્વજોનું આંધળું અનુકરણ :

ગુમરાહી પ્રવેશવાનો બીજો રસ્તો એ છે કે પૂર્વજોથી જે પ્રથાઓ, પ્રણાલિકાઓ, જે રીત-રિવાજો, જે અકીદા અને વિચારો અને જે રંગ-ઢંગ ચાલયા આવતા હોય, માણસ તેમનો ગુલામ બની જાય છે અને તેમને ખુદાના હુકમથી ઉપરવટ સમજે છે અને જે તેમના વિરુદ્ધ હોય એવો ખુદાનો હુકમ તેમના સામે મૂકવામાં આવે, તો તે કહે કે હું તો એમ જ કરીશ, જેમ મારા બાપ-દાદા કરતા હતા, જે મારા કુટુંબ-કબીલાનો રિવાજ છે. જે વ્યકિત આ બીમારીમાં ફસાઈ પડ્યો છે, તે ખુદાનો બંદો કયારે થયો ? તેનો ખુદા તો તેના બાપ-દાદા અને કુટુંબ-કબીલાના લોકો છે. 'હું મુસલમાન છું' એવો જૂઠો દાવો કરવાનો તેને શું અધિકાર છે ? કુર્આનમાં આ બાબત પર સખત ચેતાવણી આપવામાં આવી છે –

وَاِذَا قِيْلَ لَهُمُ اتَّبِعُوْا مَآ اَنْزَلَ اللّٰهُ قَالُوْا بَلْ نَتَّبِعُ
مَآ اَلْفَيْنَا عَلَيْهِ اٰبَآءَنَا ۭ اَوَلَوْ كَانَ اٰبَآؤُهُمْ لَا يَعْقِلُوْنَ
شَـيْـــًٔـا وَّلَا يَهْتَدُوْنَ ۝

અર્થાત્, ''તેમને જયારે કહેવામાં આવે છે કે અલ્લાહે જે આદેશો ઉતાર્યા છે, તેનું પાલન કરો તો જવાબ આપે છે કે અમે તો એ જ પદ્ધતિનું અનુસરણ કરીશું, જેના ઉપર અમે અમારા પૂર્વજોને જોયા છે. તો જો એમના પૂર્વજોએ અક્કલનો જરાય ઉપયોગ ન કર્યો હોય અને સાચો માર્ગ ન પામ્યા હોય, તો શું ત્યાર પછી પણ તેઓ તેમનું જ અનુસરણ કર્યે જશે ?'' (સૂરઃ બકરહ, આ. ૧૭૦)

બીજી જગ્યાએ ફરમાવ્યું –

وَاِذَا قِيۡلَ لَهُمۡ تَعَالَوۡا اِلٰى مَاۤ اَنۡزَلَ اللّٰهُ وَاِلَى الرَّسُوۡلِ قَالُوۡا حَسۡبُنَا مَا وَجَدۡنَا عَلَيۡهِ اٰبَآءَنَا ؕ اَوَلَوۡ كَانَ اٰبَآؤُهُمۡ لَا يَعۡلَمُوۡنَ شَيۡـًٔـا وَّلَا يَهۡتَدُوۡنَ ۝ يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوۡا عَلَيۡكُمۡ اَنۡفُسَكُمۡ‌ ۚ لَا يَضُرُّكُمۡ مَّنۡ ضَلَّ اِذَا اهۡتَدَيۡتُمۡ‌ ؕ اِلَى اللّٰهِ مَرۡجِعُكُمۡ جَمِيۡعًا فَيُنَبِّئُكُمۡ بِمَا كُنۡتُمۡ تَعۡمَلُوۡنَ ۝

અર્થાત્, "જયારે તેમને કહેવામાં આવે છે કે આવો એ કાનૂન તરફ, જે અલ્લાહે ઉતાર્યો છે અને આવો પયગંબર તરફ, તો તેઓ જવાબ આપે છે કે અમારા માટે તો બસ એ જ પદ્ધતિ પૂરતી છે, જેના ઉપર અમે પોતાના બાપ-દાદાને જોયા છે. શું આ લોકો બાપ-દાદાનું જ અનુસરણ કર્યે જશે, ચાહે તેઓ કંઈ પણ જાણતા ન હોય અને સાચા માર્ગની તેમને ખબર જ ન હોય ? હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! પોતાની ચિંતા કરો, કોઈ બીજાની પદભ્રષ્ટતાથી તમારું કંઈ બગડતું નથી, જો તમે પોતે સીધા માર્ગ ઉપર હોવ. અલ્લાહની તરફ તમને સૌને પાછા ફરવાનું છે, પછી એ તમને બતાવી દેશે કે તમે શું કરતા રહ્યા છો." (સૂરઃ માઈદહ, આ. ૧૦૪-૧૦૫)

આવી ગુમરાહી છે, જેમાં લગભગ દરેક જમાનાના જાહિલ અને અજ્ઞાન લોકો ફસાયેલા રહ્યાં છે અને હંમેશા ખુદાના રસૂલોની હિદાયત માનવામાં આ વસ્તુ અવરોધક રહી છે. હઝરત મૂસા (અલૈ.)એ જયારે લોકોને ખુદાની શરીઅત તરફ બોલાવ્યા હતા, ત્યારે પણ લોકાએ એમ જ કહ્યું હતું કે –

اَجِئۡتَنَا لِتَلۡفِتَنَا عَمَّا وَجَدۡنَا عَلَيۡهِ اٰبَآءَنَا

અર્થાત્, "શું તું એટલા માટે આવ્યો છે કે અમને એ માર્ગથી ફેરવી દે, જેના ઉપર અમે પોતાના બાપ-દાદાઓને જોયા છે."(સૂરઃ યૂનુસ, આ. ૭૮)

હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ જયારે પોતાના કુટુંબીઓને શિર્કથી રોક્યા, તો તેમણે પણ આ જ કહ્યું કે –

وَجَدۡنَاۤ اٰبَآءَنَا لَهَا عٰبِدِيۡنَ ۝

અર્થાત્, ''અમે તો અમારા બાપદાદાને આ જ ખુદાની બંદગી કરતા જોયા છે.''(સૂરઃ અંબિયા, આ. ૫૩)

મતલબ એ કે દરેક નબીના મુકાબલામાં લોકોએ એ જ દલીલ રજૂ કરી છે કે તમે જે કંઈ કહો છો, તે અમારા બાપ-દાદાના તરીકાથી વિરુદ્ધ છે, માટે અમે તમારું કહેવું માનતા નથી. આ બીના કુર્આનમાં આમ વર્ણવવામાં આવી છે –

وَكَذٰلِكَ مَآ اَرْسَلْنَا مِنْ قَبْلِكَ فِيْ قَرْيَةٍ مِّنْ نَّذِيْرٍ اِلَّا قَالَ
مُتْرَفُوْهَآ ۙ اِنَّا وَجَدْنَآ اٰبَآءَنَا عَلٰٓى اُمَّةٍ وَّاِنَّا عَلٰٓى اٰثٰرِهِمْ
مُّقْتَدُوْنَ ۝ قٰلَ اَوَلَوْ جِئْتُكُمْ بِاَهْدٰى مِمَّا وَجَدْتُّمْ عَلَيْهِ
اٰبَآءَكُمْ ۭ قَالُوْٓا اِنَّا بِمَآ اُرْسِلْتُمْ بِهٖ كٰفِرُوْنَ ۝ فَانْتَقَمْنَا
مِنْهُمْ فَانْظُرْ كَيْفَ كَانَ عَاقِبَةُ الْمُكَذِّبِيْنَ ۝

અર્થાત્, ''આવી જ રીતે તમારા પહેલાં જે વસ્તીમાં પણ અમે કોઈ ડરાવનાર મોકલ્યો, તો તેના ખુશહાલ લોકોએ આમ જ કહ્યું કે અમે અમારા બાપ-દાદાને આ જ પદ્ધતિ ઉપર જોયા છે અને અમે તેમના જ પગલે ચાલી રહ્યા છીએ. દરેક નબીએ તેમને પુછ્યું, શું તમે એ જ રસ્તે ચાલતા રહેશો, ચાહે હું તમને એ રસ્તા કરતાં વધુ સારો માર્ગ બતાવું, જેના ઉપર તમે પોતાના બાપ-દાદાઓને જોયા છે ? તેમણે સર્વ રસૂલોને આ જ જવાબ આપ્યો કે જે દીન તરફ બોલાવવા માટે તમે મોકલવામાં આવ્યા છો, અમે એનો ઇન્કાર કરનારા છીએ. છેવટે અમે તેમને સજા આપી અને જોઈ લો, ખોટું ઠેરવનારાઓનું કેવું પરિણામ આવ્યું.'' (સૂરઃ ઝુખરૂફ, આ. ૨૩-૨૫)

આ સર્વ કંઈ વર્ણવ્યા પછી અલ્લાહત્આલા ફરમાવે છે કે યા તો બાપદાદાને અનુસરો અથવા અમારી આજ્ઞા પાળો. આ બંને તમે એકી સાથે કરી શકતા નથી. મુસલમાન થવા માંગતા હોવ તો સર્વ કાંઈ ત્યજી દઈને એ વાત અને માત્ર એ જ વાત માનો, જે અમે બતાવી છે.

وَاِذَا قِيْلَ لَهُمُ اتَّبِعُوْا مَآ اَنْزَلَ اللّٰهُ قَالُوْا بَلْ نَتَّبِعُ مَا وَجَدْنَا
عَلَيْهِ اٰبَآءَنَا ۭ اَوَلَوْ كَانَ الشَّيْطٰنُ يَدْعُوْهُمْ اِلٰى عَذَابِ السَّعِيْرِ ۝
وَمَنْ يُّسْلِمْ وَجْهَهٗٓ اِلَى اللّٰهِ وَهُوَ مُحْسِنٌ فَقَدِ اسْتَمْسَكَ
بِالْعُرْوَةِ الْوُثْقٰى ۭ وَاِلَى اللّٰهِ عَاقِبَةُ الْاُمُوْرِ ۝ وَمَنْ كَفَرَ فَلَا
يَحْزُنْكَ كُفْرُهٗ ۭ اِلَيْنَا مَرْجِعُهُمْ فَنُنَبِّئُهُمْ بِمَا عَمِلُوْا ۭ

અર્થાત્, ''અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે અનુસરણ કરો, એ વસ્તુનું જે અલ્લાહે ઉતારી છે, તો કહે છે કે અમે તો એ વસ્તુનું અનુસરણ કરીશું, જેના ઉપર અમે અમારા બાપ-દાદાને જોયા છે. શું આ લોકો તેમનું જ અનુસરણ કરશે, ચાહે શૈતાન તેમને ભડકે બળતી આગ તરફ જ કેમ ન બોલાવતો રહ્યો હોય ? જે વ્યકિત પોતાને અલ્લાહને સુપ્રત કરી દે અને વ્યવહારમાં તે નેક હોય, તેણે હકીકતમાં એક ભરોસાપાત્ર સહારો પકડી લીધો, અને બધા જ મામલાઓનો છેવટનો નિર્ણય અલ્લાહના જ હાથમાં છે. હવે જે કુફ્ર કરે છે, તો તેનું કુફ્ર તમને દિલગીર ન કરે, તેમને પાછા ફરીને આવવાનું તો અમારા જ પાસે છે, પછી અમે તેમને બતાવી દઈશું કે તેઓ શું કરીને આવ્યા છે.'' (સૂરઃ લુકમાન, આ. ૨૧-૨૩)

### (૩) અલ્લાહ સિવાય અન્યોનું આજ્ઞાપાલન :

ગુમરાહી આવવાનો આ બીજો માર્ગ હતો. ગુમરાહી આવવાનો જે ત્રીજો માર્ગ કુર્આને બતાવ્યો છે, તે એ છે કે ઇન્સાન જ્યારે ખુદાના હુકમને ત્યજીને બીજાઓનો હુકમ માનવા લાગે છે અને એમ ધારે છે કે ફલાણો મોટો માણસ છે, તેની વાત પાકી હશે અથવા ફલાણા માણસના હાથમાં મારી રોજી છે, માટે તેની વાત માનવી જ રહી અથવા ફલાણો માણસ મહાન સત્તાવાળો છે, એટલે તેની આજ્ઞા પાળવી જ જોઈએ અથવા ફલાણા સાહેબ પોતાની બદદુઆ કે શ્રાપથી મને તબાહ કરી દેશે અથવા પોતાના સાથે જન્નતમાં લઈ જશે, માટે તે જે કંઈ કહે છે તે જ ખરું છે અથવા ફલાણી કોમ ખૂબ જ પ્રગતિ કરી રહી છે, તેને અનુસરવું જોઈએ, તો એવા માણસ પર ખુદાની હિદાયતના દ્વાર બંધ થઈ જાય છે –

وَإِنْ تُطِعْ أَكْثَرَ مَنْ فِي الْأَرْضِ يُضِلُّوكَ عَنْ سَبِيلِ اللَّهِ

અર્થાત્, ''અને હે નબી ! જો તમે એ લોકોની બહુમતિના કહેવા ઉપર ચાલો જે ધરતી ઉપર વસે છે, તો તેઓ તમને અલ્લાહના માર્ગથી ભટકાવી દેશે ?''

(સૂરઃ અન્આમ, આ. ૧૧૬)

એટલે કે માણસ સીધા માર્ગ પર ત્યારે જ હોઈ શકે છે, જ્યારે તેનો એક ખુદા હોય. જેણે અસંખ્ય ખુદા બનાવી લીધા અને જે કદી આ ખુદાના અને કદી તે ખુદાના કહેવા પર ચાલતા હોય, તેને સીધો રસ્તો ક્યાંથી મળી શકે ?

હવે તમે જાણી ચૂક્યા હશો કે ગુમરાહીના ત્રણ મુખ્ય કારણો છે.

(૧) નફસની બંદગી અર્થાત ઈચ્છાઓની ગુલામી.

(૨) પૂર્વજો અને કુટુંબ-કબીલાના રિવાજોની ગુલામી.

(૩) સામાન્ય રીતે દુનિયાના લોકોની બંદગી, જેમાં ધનવાનો, સત્તાધીશો, બનાવટી આગેવાનો અને ગુમરાહ પ્રજાઓ સામેલ છે.

આ ત્રણ મોટી-મોટી પ્રતિમાઓ છે, જે ખુદાઈની દાવેદાર બની બેઠી છે. જે માણસ મુસલમાન બનવા માંગતો હોય, તેણે સૌથી પહેલાં આ ત્રણ મૂર્તિઓ તોડવી જોઈએ, ત્યાર પછી જ તે હકીકતમાં મુસલમાન થશે, નહીં તો જેણે આ મૂર્તિઓ પોતાના દિલમાં બેસાડી રાખી હોય, તેના માટે ખુદાનો બંદો થવું મુશ્કેલ છે. તે દિવસમાં પચાસ વખત નમાઝ પઢીને અને દેખાવ પૂરતા રોઝા રાખીને અને મુસલમાનો જેવા ચહેરા બનાવીને લોકોને ધોકો આપી શકે છે, પોતાના નફસને પણ એમ કહીને ધોકો આપી શકે છે કે હું પાકો મુસલમાન છું, પરંતુ ખુદાને ધોકો આપી શકતો નથી.

## મુસલમાનોની સ્થિતિ :

ભાઈઓ ! મેં તમારા સમક્ષ જે ત્રણ મૂર્તિઓનું વર્ણન કર્યું, તેમની બંદગી ખરેખર શિર્ક છે. તમે પથ્થરના બૂત તોડી નાંખ્યા, ઈંટ- ચૂનાના બનેલા દેવાલયો ખતમ કરી દીધા. પરંતુ હૃદયોમાં જે દેવાયલો બનેલા છે, તેમના તરફ ઓછું ધ્યાન આપ્યું. સૌથી વધુ જરૂરી, બલ્કે મુસલમાન થવા માટે પ્રાથમિક શરત આ ત્રણ મૂર્તિઓનું ખંડન છે. જો કે મારું સંબોધન બધા મુસલમાનોથી છે અને મને ખાત્રી છે કે આખી દુનિયામાં અને આખાય હિંદુસ્તાનમાં મુસલમાનો જે નુકસાન ઉઠાવી રહ્યા છે, તે આ ત્રણ મૂર્તિઓનું પરિણામ છે. મુસલમાનોના સર્વનાશ, અપમાન અને મુસીબતની બુનિયાદ આ ત્રણ મૂર્તિઓ જ છે. તમે આ ભૂમિ પર કરોડોની સંખ્યામાં છો. આટલી મોટી સંખ્યામાં હોવા છતાં અહીં તમારું કંઈ જ વજન નથી, કેટલીય ઓછી સંખ્યાવાળી કોમોનું વજન તમારા કરતાં વધુ છે. આના કારણ ઉપર તમે કદી વિચાર કર્યો ? આનું કારણ માત્ર એટલું જ છે કે નફસની બંદગી, ખાનદાની રિવાજોની બંદગી અને ખુદા સિવાય અન્ય ઈન્સાનોની બંદગીએ તમારી શક્તિને અંદરથી છિન્ન-ભિન્ન કરી નાખી છે.

## જ્ઞાતિભેદ :

તમારામાં રાજપૂત છે, કાયસ્થ છે, મુગલ છે, જાટ અને બીજી ઘણી કોમો

છે. ઇસ્લામે આ સૌ કોમોને એક કોમ, એક-બીજાના ભાઈ, એક પાકી દિવાલ જેની એક ઈંટ બીજી ઈંટથી જોડાયેલી હોય, બનવાનું કહ્યું હતું. પરંતુ તમે હજુ પણ એ જ જુના વિચારો લઈ બેઠા છો. જેમ હિંદુઓમાં જુદી-જુદી જ્ઞાતિઓ છે, જેમાં એક-બીજા વચ્ચે લગ્નનો વહેવાર નથી, તે જ પ્રમાણે તમારામાં હજુ સુધી જુદી-જુદી જ્ઞાતિઓ છે, જેમાં આપસમાં સાચા મુસલમાન જેમ શાદી-વિવાહ નથી, એક-બીજાથી બિરાદરીના સંબંધો નથી, મોઢેથી એક-બીજાને મુસલમાન ભાઈ કહો છો, પણ અમલમાં તમારા વચ્ચે તે જ બધા ભેદભાવો છે, જે ઇસ્લામ પહેલાં હતા. આ ભેદભાવો જ તમને એક મજબૂત દીવાલ બનવા નથી દેતા. તમારી એક-એક ઈંટ અલગ છે. એકત્ર થઈને ન તમે ઊભા થઈ શકો છો કે ન કોઈ મુસીબતનો સામનો કરી શકો છો. જો ઇસ્લામી શિક્ષણ અનુસાર તમને કહેવામાં આવે કે તોડો આ ભેદભાવોને અને થઈ જાવ આસપાસમાં એક, તો તમે શું કહેશો ? બસ, એ જ એક વાત કે અમારા બાપ-દાદાથી જે રીત-રિવાજો ચાલ્યા આવે છે, તેને અમે છોડી શકતા નથી. જાણો છો કે અલ્લાહ આનો જવાબ શું આપે છે ? બસ, એ જ કે ન તોડો તમે આ રસમોને અને ન છોડો અજ્ઞાનતાના રિવાજોનું અનુસરણ, અમે પણ તમને ટુકડે-ટુકડા કરી નાખીશું અને તમારી બહુમતિ છતાં તમને અપમાનિત અને તિરસ્કૃત કરીને દેખાડી દઈશું.

## વારસાથી વંચિત રાખવું :

અલ્લાહે તમને આજ્ઞા આપી હતી કે વારસામાં દીકરા-દીકરીઓને સામેલ કરો, તમે તેનો જવાબ શું આપો છો ? એ જ કે અમારા પૂર્વજોની પ્રથા અનુસાર વારસામાં દીકરાઓ સાથે દીકરીઓ શરીક નથી, અને એ કે અમે અલ્લાહના કાનૂનને બદલે પૂર્વજોની પ્રથાને માનીએ છીએ. અલ્લાહને માટે મને બતાવો, શું ઇસ્લામ આનું જ નામ છે ? તમને કહેવામાં આવે છે કે આ ખાનદાની પ્રથા તોડી નાખો. તમારામાંથી દરેક જણ કહે છે કે જ્યારે બધા તોડશે, ત્યારે હું પણ તોડી નાંખીશ. નહીં, તો બીજા છોકરીઓને હિસ્સો ન આપે અને હું આપી દઉં, તો મારા ઘરની સંપત્તિ તો બીજાઓ પાસે ચાલી જશે, પણ બીજાઓના ઘરની સંપત્તિ મારા ઘરમાં નહીં આવે. જરા વિચારો, આ જવાબનો અર્થ શું છે ? શું ખુદાના કાનૂનનું પાલન એ જ શરતે કરશો કે બીજાઓ પાલન કરે તો જ તમે કરો ? કાલે તો તમે કહેશો કે બીજાઓ વ્યભિચાર કરશે તો હું પણ કરીશ, બીજાઓ ચોરી કરશે તો હું પણ કરીશ. ટૂંકમાં, જ્યાં સુધી બીજાઓ બધા ગુનાહો છોડી ન દે, ત્યાં સુધી હું પણ ગુનાહો કરતો રહીશ. વાત એમ કે આ મામલામાં ત્રણેય મૂર્તિઓની પૂજા થઈ રહી છે. નફ્સની

બંદગી પણ છે, પૂર્વજોની બંદગી પણ છે અને અનેકેશ્વરવાદી કોમોની બંદગી પણ છે અને આ ત્રણેય સાથે ઈસ્લામનો દાવો પણ છે.

આ વાત અને વારસાની વાત તો દષ્ટાંત રૂપે જ આપી છે. નહિંતર, જો આંખો ખોલીને જોવામાં આવે, તો અસંખ્ય રોગો તમારામાં ફેલાયેલા દેખાશે અને એ બધામાં તમે એ જ જોશો કે ક્યાંય એક મૂર્તિની પૂજા છે, ક્યાંક બે મૂર્તિની અને ક્યાંક ત્રણેય મૂર્તિઆની. જ્યારે આ મૂર્તિઓની પૂજા થઈ રહી છે અને સાથે ઈસ્લામનો દાવો પણ થઈ રહ્યો છે, તો તમે કેવી રીતે આશા રાખી શકો કે તમારા ઉપર પણ તે રહેમત (કૃપા)ની વર્ષા થશે, જેનો વાયદો સાચા મુસલમાનો સાથે કરવામાં આવ્યો છે ?



પ્રકરણ – ૨

# ઈમાનની કસોટી

કુર્આનની દૃષ્ટિએ ઇન્સાનને ગુમરાહ કરનાર ત્રણ વસ્તુઓ છે. એક એ કે માણસ ખુદાના કાનૂનોને ત્યજીને પોતાના મનની ઇચ્છાઓનો ગુલામ બની જાય. બીજી એ કે ખુદાઈ કાનૂનોની સરખામણીમાં પોતાના કુટુંબના રીત-રિવાજો અને પૂર્વજોએ સૂચવેલ માર્ગોને ઉચ્ચ સમજે. ત્રીજી એ કે ખુદા અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ જે માર્ગો બતાવ્યા છે, તેને બાજુએ મૂકીને ઇન્સાનોનું અનુસરણ કરવા લાગે, પછી ભલે તે ઇન્સાનો તેની જ કોમના મોટા માણસો હોય યા બીજી કોમના.

## મુસલમાનની સાચી ઓળખ :

આ ત્રણેય બીમારીઓથી બચીને રહેવું એ જ મુસલમાનની સાચી ઓળખ અને શાન છે. મુસલમાન તેને કહેવામાં આવે છે કે જે ખુદા સિવાય કોઈનો પણ બંદો ન હોય અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સિવાય કોઈનો અનુયાયી ન હોય. તે જ માણસ મુસલમાન છે, જે ખરા હૃદયથી એમ માને કે ખુદા અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું શિક્ષણ સંપૂર્ણપણે સાચું છે અને તેના વિરુદ્ધ જે કંઈ છે, તે ખોટું છે અને ઇન્સાન માટે દીન અને દુનિયાની ભલાઈ જે કંઈ પણ છે, તે માત્ર ખુદા અને રસૂલ સલ્લ.ના શિક્ષણમાં જ છે. આ વાત પર જે માણસને સંપૂર્ણ વિશ્વાસ છે, તે પોતાના જીવનના પ્રત્યેક મામલામાં માત્ર એ જ જોશે કે અલ્લાહ અને તેના રસૂલ સલ્લ.નો હુકમ શું છે અને જ્યારે તેને એ હુકમની જાણ થશે, તો તે સીધી રીતે તેના સામે મસ્તક ઝુકાવી દેશે, પછી ભલે તેના હૃદયમાં ગમે તેટલા ઝંઝાવાતો જન્મે અને કુટુંબીઓ ગમે તેટલા મેણા મારે અને દુનિયાના માણસો ગમે તેટલો વિરોધ કરે, તે એમાંના કોઈની પણ પરવા નહીં કરે, કારણ કે દરેકને તેનો એ જ સ્પષ્ટ જવાબ હશે કે 'હું ખુદાનો બંદો છું, તમારો બંદો નથી અને રસૂલ સલ્લ. ઉપર ઈમાન લાવ્યો છું, તમારા પર નહીં.'

દંભની નિશાનીઓ :

## (૧) મનેચ્છાની બંદગી :

આની વિરુદ્ધ કોઈ માણસ એમ કહે કે ખુદા અને રસૂલ સલ્લ.નો આ હુકમ છે તો ભલે, મારું હૃદય તેને માનતું નથી, મને તો એમાં નુકસાન દેખાય છે, જેથી હું તો ખુદા અને રસૂલ સલ્લ.ની વાતને છોડીને મારા મત મુજબ વર્તીશ. આવા માણસનું હૃદય ઈમાનથી ખાલી હશે. તે મોમિન નથી, પણ મુનાફિક (દંભી) છે. કેમ કે તે મોઢેથી કહે છે કે 'હું ખુદાનો બંદો અને રસૂલ સલ્લ.નો અનુયાયી છું', પરંતુ ખરી રીતે પોતાના નફસનો બંદો અને પોતાના મતનો અનુયાયી બની રહ્યો છે.

## (૨) રીત-રિવાજોનું બંધન :

એવી જ રીતે કોઈ માણસ એમ કહે કે ખુદા અને રસૂલ સલ્લ.ના ગમે તે હુકમો હોય, પણ ફલાણી વસ્તુ તો બાપ-દાદાના વખતથી થતી આવે છે, તેને કેવી રીતે છોડી શકાય અથવા અમુક પ્રથા તો અમારા કુટુંબને બંધનકર્તા છે, તેનો કેવી રીતે ભંગ કરી શકાય, તો તેવા માણસની ગણત્રી પણ મુનાફિકો (દંભીઓ)માં થશે, પછી ભલે નમાઝ પઢીને તેના કપાળ પર મોટો કાળો ડાઘ પડી ગયો હોય અને દેખાવમાં તેણે શરીઅતના પાબંદ જેવી મુખાકૃતિ બનાવી રાખી હોય, કેમ કે દીનનું ખરું જ્ઞાન તો તેના હૃદયમાં ઉતર્યું જ નથી. દીન માત્ર રુકૂઅ, સિજદા, રોઝા અને હજ્જનું જ નામ નથી અને ન તો દીન માણસના ચહેરા અને વસ્ત્રોમાં હોય છે. પરંતુ ખરી રીતે તો દીન ખુદા અને રસૂલ સલ્લ.ની આજ્ઞાપાલનનું નામ છે. જે માણસ પોતાના મામલાઓમાં ખુદા અને રસૂલ સલ્લ.નું આજ્ઞાપાલન કરવાનો ઈન્કાર કરે છે, તેનું હૃદય વાસ્તવમાં દીનથી ખાલી, તેની નમાઝ, તેના રોઝા અને તેની શરીઅતની પાબંદ મુખાકૃતિ એ કપટ અને દંભ સિવાય બીજું કંઈ નથી.

## (૩) બીજી કોમોનું અનુકરણ :

એવી જ રીતે કોઈ માણસ જો ખુદાઈ ગ્રંથ અને તેના રસૂલ સલ્લ.ની હિદાયત તરફ બેદરકાર રહીને કહે કે અમુક વાત એ માટે સ્વીકારવી જોઈએ કે તે અંગ્રેજોમાં જોવા મળે છે અને ફલાણી વસ્તુ એટલા માટે કબૂલ કરવી જોઈએ કે ફલાણી કોમ તેને લઈને પ્રગતિ કરી રહી છે અને ફલાણી વાત એ માટે માનવી જોઈએ કે ફલાણો મોટો માણસ તેમ કહે છે, તો એવા માણસે પણ પોતાનું ઈમાન બચાવવું જોઈએ. આ વસ્તુઓ ઈમાનના સાથે ભળી શકતી નથી. જો તમે મુસલમાન હોવ

અને મુસલમાન રહેવા માંગતા હોવ, તો એવી દરેક વસ્તુ જે ખુદા અને રસૂલ સલ્લ.ની હિદાયત વિરુદ્ધ હોય તેને ઉપાડીને દીવાલ સાથે અથડાવીને તોડી નાખો. જો તમે તેમ નથી કરી શકતા તો ઇસ્લામનો દાવો તમને શોભાસ્પદ નથી. મોઢેથી એમ કહેવું કે અમે ખુદા અને રસૂલ સલ્લ.ને માનીએ છીએ, પરંતુ પોતાના જીવન-વ્યવહારમાં દરેક વખતે બીજાઓની વાતોની સરખામણીમાં ખુદા અને રસૂલ સલ્લ.ની વાતને રદ કરતા રહેવું ન તો ઈમાન છે, ન તો ઇસ્લામ, તેનું નામ તો મુનાફિકત એટલે દંભીપણુ છે.

કુર્આન-મજીદના અઢારમાં અધ્યાયમાં સાફ શબ્દોમાં કહ્યું છે કે —

لَقَدْ اَنْزَلْنَآ اٰيٰتٍ مُّبَيِّنٰتٍ ۭ وَاللّٰهُ يَهْدِيْ مَنْ يَّشَاۗءُ اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ۝
وَيَقُوْلُوْنَ اٰمَنَّا بِاللّٰهِ وَبِالرَّسُوْلِ وَاَطَعْنَا ثُمَّ يَتَوَلّٰى فَرِيْقٌ مِّنْهُمْ مِّنْۢ
بَعْدِ ذٰلِكَ ۭ وَمَآ اُولٰۗىِٕكَ بِالْمُؤْمِنِيْنَ ۝ وَاِذَا دُعُوْٓا اِلَى اللّٰهِ وَرَسُوْلِهٖ لِيَحْكُمَ
بَيْنَهُمْ اِذَا فَرِيْقٌ مِّنْهُمْ مُّعْرِضُوْنَ ۝ وَاِنْ يَّكُنْ لَّهُمُ الْحَقُّ يَاْتُوْٓا اِلَيْهِ
مُذْعِنِيْنَ ۝ اَفِيْ قُلُوْبِهِمْ مَّرَضٌ اَمِ ارْتَابُوْٓا اَمْ يَخَافُوْنَ اَنْ يَّحِيْفَ اللّٰهُ عَلَيْهِمْ
وَرَسُوْلُهٗ ۭ بَلْ اُولٰۗىِٕكَ هُمُ الظّٰلِمُوْنَ ۝ اِنَّمَا كَانَ قَوْلَ الْمُؤْمِنِيْنَ
اِذَا دُعُوْٓا اِلَى اللّٰهِ وَرَسُوْلِهٖ لِيَحْكُمَ بَيْنَهُمْ اَنْ يَّقُوْلُوْا سَمِعْنَا وَاَطَعْنَا ۭ وَاُولٰۗىِٕكَ
هُمُ الْمُفْلِحُوْنَ ۝ وَمَنْ يُّطِعِ اللّٰهَ وَرَسُوْلَهٗ وَيَخْشَ اللّٰهَ وَيَتَّقْهِ فَاُولٰۗىِٕكَ
هُمُ الْفَاۗىِٕزُوْنَ ۝

અર્થાત્ ''અમે સ્પષ્ટ હકીકત બતાવનારી આયતો ઉતારી દીધી છે. આગળ સીધા માર્ગ તરફ પ્રેરણા અલ્લાહ જ જેને ચાહે છે, આપે છે. આ લોકો કહે છે કે અમે ઈમાન લાવ્યા અલ્લાહ અને રસૂલ ઉપર અને અમે અનુસરણ સ્વીકાર્યું, પરંતુ આ પછી તેમના પૈકી એક જૂથ (આજ્ઞાપાલનથી) ફરી જાય છે. આવા લોકો હરગિજ મોમિન નથી. જ્યારે અલ્લાહ અને રસૂલ તરફ બોલાવવામાં આવે છે, જેથી રસૂલ તેમના પરસ્પરના મામલાઓનો ફેંસલો કરે, તો તેમાનું એક જૂથ કતરાઈ જાય છે. અલબત્ત, જો સત્ય તેમના તરફેણમાં હોય તો રસૂલ પાસે આજ્ઞાંકિત બનીને આવી જાય છે. શું તેમના હૃદયોને (દંભનો) રોગ લાગેલો છે ? કે તેઓ શંકામાં પડેલા છે ? કે તેમને એ ભય છે કે અલ્લાહ અને તેનો રસૂલ તેમના સાથે અન્યાય કરશે ? સાચી વાત તો એ છે કે અન્યાયી તો આ લોકો પોતે જ છે. ઈમાન લાવનારાઓનું કામ તો

એ છે કે જયારે તેમને અલ્લાહ અને રસૂલ તરફ બોલાવવામાં આવે, જેથી રસૂલ તેમના મામલાઓનો ફેંસલો કરે, તો તેઓ કહે કે અમે સાંભળ્યું અને આજ્ઞાપાલન કર્યું. આવા જ લોકો સફળતા પામવાના છે, અને સફળ તેઓ જ છે જેઓ અલ્લાહ અને રસૂલનું આજ્ઞાપાલન કરે અને અલ્લાહથી ડરે અને તેની નાફરમાનીથી બચે.

(સૂરઃ નૂર, આ. ૪૬-૫૨)

આ આયતોમાં ઈમાનની જે વ્યાખ્યા આપવામાં આવી છે. તેના પર મનન કરો. અસલ ઈમાન એ છે કે પોતાને ખુદાના ગ્રંથો અને તેના રસૂલ સલ્લ.ના માર્ગદર્શન આધીન સોંપી દો. જે હુકમ ત્યાંથી મળે, તેના સામે માથું ઝુકાવી દો અને તેની સરખામણીમાં કોઈ પણ વાત ન સાંભળો; ન તમારા હૃદયની, ન કુટુંબીજનોની, ન દુનિયાના લોકોની. આ પરિસ્થિતિ જે માણસમાં પેદા થઈ જાય છે, તે મોમિન અને મુસ્લિમ છે અને જે તેનાથી ખાલી હોય, તેની હેસિયત મુનાફિક એટલે દંભીથી વધુ નથી.

## અલ્લાહના આજ્ઞાપાલનના કેટલાક ઉદાહરણો :

### શરાબ પીવાનું છોડી દેવું :

તમે સાંભળ્યુ હશે કે અરબસ્તાનમાં શરાબખોરી કેટલી સામાન્ય હતી. સ્ત્રી અને પુરૂષ, યુવાન અને વૃદ્ધ દારૂ પર ફિદા હતા. ખરી રીતે તેમને એ વસ્તુ તરફ પ્રેમ હતો. તેની પ્રશંસાના ગીત ગાતા અને તેના પર પ્રાણ પાથરતા. પણ તમે એ જાણતા હશો કે દારૂની ટેવ પડ્યા પછી તેને છોડવી કેટલી મુશ્કેલ છે. દારૂડીયો પ્રાણ આપવાનું કબુલ કરશે, પણ શરાબ છોડવાનું પસંદ નહીં કરે. જો શરાબીને શરાબ નહીં મળે તો તેની સ્થિતિ બીમારથી પણ વધુ ખરાબ થઈ જાય છે. પરંતુ તમે કદી એવું સાંભળ્યું છે કે જયારે કુર્આન-શરીફમાં દારૂ હરામ ઠરાવતો હુકમ આવ્યો તો શું થયું ? દારૂ પર પ્રાણ પાથરનારા એ જ આરબોએ એ હુકમ સાંભળતાં વેંત પોતાના જ હાથે દારૂના માટલાઓ તોડી નાંખ્યા. મદીનાની ગલીઓમા દારૂ એવી રીતે વહી રહ્યો હતો, જેમ વરસાદનું પાણી વહે છે. એક સભામાં કેટલાક લોકો દારૂ પી રહ્યા હતા, તે વખતે તેમણે રસૂલ સલ્લ.નો ઢંઢેરો સાંભળ્યો કે દારૂ હરામ છે, તો જે માણસનો હાથ જયાં હતો, ત્યા ને ત્યાં જ રોકાઈ ગયો. જેમના હોઠથી પ્યાલો લાગેલો હતો, તેમણે તરત જ હઠાવી લીધો અને પછી એક પણ ટીપું ગળામાં જવા ન દીધું. આ છે ઈમાનની નિશાની ! આને કહે છે, ખુદા અને રસૂલ સલ્લ.ની ખરી તાબેદારી !

### ગુનાનો સ્વીકાર :

તમને ખબર છે કે ઇસ્લામમાં વ્યભિચાર માટે કેટલી સખત સજા રાખવામાં આવી છે ? નગ્ન પીઠ પર સો કોરડાની માર, જેનો વિચાર માત્ર માણસના રૂંવાડાં ઊભા કરી દે છે અને જો પરણેલો માણસ વ્યભિચાર કરે, તો તેની સજા એ છે કે તેને પથ્થરો વડે એટલો મારવો કે તે મરી જાય. આવી સખત સજાનું નામ જ સાંભળીને જ માણસ કંપી ઉઠે છે. પરંતુ તમે એ પણ સાંભળ્યું હશે કે જેમના હૃદયમાં ઈમાન હતું, તેમની સ્થિતિ શું હતી ? એક માણસથી વ્યભિચાર થઈ ગયો. કોઈ સાક્ષી ન હતો, કોઈ તેને પકડીને અદાલત સુધી લઈ જનાર ન હતું, પોલીસને ખબર આપનાર કોઈ ન હતું. માત્ર હૃદયમાં ઈમાન, જેણે તેને કહ્યું કે તેં ખુદાના કાનૂન વિરુદ્ધ તારી ઇચ્છા પૂરી કરી છે, તો હવે જે સજા ખુદાએ તેના માટે નક્કી કરી છે, તે ભોગવવા માટે તૈયાર થઈ જા. આથી તે માણસ રસૂલ સલ્લ.ની સેવામાં હાજર થાય છે અને વિનંતી કરે છે કે, 'હે અલ્લાહના રસૂલ સલ્લ. ! મેં વ્યભિચાર કર્યો છે, મને સજા કરો.' હુઝૂર સલ્લ. મોઢું ફરવી લે છે, તો તે બીજી તરફ આવીને એ જ વાત કહે છે. હુઝૂર સલ્લ. ફરીથી મોઢું ફેરવી લે છે, તો તે ફરીથી સામે આવીને સજાની વિનંતી કરે છે કે મેં જે પાપ કર્યું છે, તેની મને સજા આપો. આ છે ઈમાન ! જેના દિલમાં ઈમાન મોજૂદ છે, તેના માટે નગ્ન પીઠ પર સો કોરડા સહન કરવા અથવા પથ્થરો ખાઈને મરી જવું સહેલુ છે, પરંતુ નાફરમાની અને અવજ્ઞાનો ડાઘ લઈને ખુદા સમક્ષ હાજર થવું મુશ્કેલ છે.

### સંબંધ વિચ્છેદ :

તમે એ પણ જાણો છો કે દુનિયામાં ઇન્સાનને તેના સગાં-વહાલાઓથી વધીને કોઈ પ્રિય નથી હોતું. ખાસ કરીને બાપ, ભાઈ, દીકરા તો એટલા પ્રિય હોય છે કે તેમના પર સર્વસ્વ કુરબાન કરી દેવાનું માણસ પસંદ કરે છે, પરંતુ તમે બદ્ર અને ઉહદની લડાઈ પર વિચાર કર્યો ખરો કે તેમાં કોણ કોની વિરુદ્ધ લડવા ગયા હતા ? પિતા મુસલમાનના લશ્કરમાં, તો પુત્ર કાફિરોના સૈન્યમાં અથવા પુત્ર આ તરફ, તો પિતા પેલી તરફ. એક ભાઈ અહીં છે, તો બીજો ભાઈ ત્યાં. નજીકમાં નજીકના સંબંધીઓ એક-બીજાના મુકાબલામાં આવ્યા છે અને એવી રીતે લડ્યા છે કે જાણે એક-બીજાને ઓળખતા જ ન હોય. આ જોશ તેમનામાં રૂપિયા, પૈસા કે જમીન માટે નહોતો ઉભરાયો, કે ન હતી કોઈ અંગત દુશ્મની. તેઓ માત્ર એટલા જ કારણે પોતાના લોહી અને પોતાના શરીર (સંબંધીઓ) વિરુદ્ધ લડી ગયા કે તેઓ ખુદા અને રસૂલ સલ્લ. પર પિતા, પુત્ર, ભાઈ અને આખા કુટુંબને કુરબાન કરી દેવાની શક્તિ ધરાવતા હતા.

## જુના રીત-રિવાજોથી તૌબા :

તમે એ પણ જાણો છો કે આરબોમાં જેટલા જુના રીત-રિવાજો હતા, ઈસ્લામે લગભગ એ બધાને તોડી નાખ્યા હતા. સૌથી મોટી વસ્તુ મૂર્તિપૂજા હતી, જેનો રિવાજ સેંકડો વરસોથી ચાલ્યો આવતો હતો. ઈસ્લામે કહ્યું કે આ મૂર્તિઓને છોડી દો. દારૂ, વ્યભિચાર, જુગાર, ચોરી અને લૂંટફાટ અરબસ્તાનમાં સર્વ સામાન્ય હતા. ઈસ્લામે કહ્યું કે આ બધાને ત્યજી દો. સ્ત્રીઓ અરબસ્તાનમાં પરદા વગર ફરતી હતી. ઈસ્લામે હુકમ આપ્યો કે પરદો કરો. સ્ત્રીઓને વારસામાં કોઈ પણ ભાગ આપવામાં આવતો ન હતો. ઈસ્લામે કહ્યું કે એમનો પણ વારસામાં ભાગ છે. દત્તક લીધેલા બાળકોને સગા દીકરાની જેમ ગણવામાં આવતા હતા. ઈસ્લામે કહ્યું કે તેઓ સગા દીકરા જેવા નથી, બલ્કે જો દત્તક પોતાની સ્ત્રીને છોડી દે, તો તેનાથી લગ્ન પણ થઈ શકે છે. ટૂંકમાં કઈ એવી પુરાણી રસમ હતી, જેને તોડવાનો ઈસ્લામે હુક્મ આપ્યો ન હતો ? પરંતુ તમે જાણો છો કે જે લોકો ખુદા અને રસૂલ સલ્લ. ઉપર ઈમાન લાવ્યા હતા, તેમની કાર્યપદ્ધતિ શું હતી ? સદીઓથી જે મૂર્તિઓને તેઓ અને તેમના બાપ-દાદા સિજદા કરતા અને ભેટ-સોગાદો ચઢાવતા હતા, તે સર્વેને તે ઈમાનવાળાઓએ પોતાના જ હાથે તોડી, સેંકડો વરસથી જે કૌટુંબિક રિવાજો ચાલ્યા આવતા હતા, તે સર્વેને તેમણે મિટાવી દીધા. જે વસ્તુઓને તેઓ મહાપવિત્ર સમજતા હતા, ખુદાનો હુકમ મળતાં જ તેમને પગ તળે છૂંદી નાંખી. જે વસ્તુઓને તેઓ મકરૂહ અને અસ્પૃશ્ય સમજતા હતા, ખુદાનો હુકમ આવતાંની સાથે જ તેને જાઈઝ સમજવા લાગ્યા. જે વસ્તુઓ સૈકાઓથી પવિત્ર સમજવામાં આવતી હતી, તે એકદમ અપવિત્ર થઈ ગઈ અને જે સદીઓથી અપવિત્ર ગણવામાં આવતી હતી, તે એકાએક પવિત્ર થઈ ગઈ. કુફ્રના જે તરીકાઓમાં સ્વાદ અને લોભના સાધનો હતા, ખુદાનો હુકમ મળતાં જ તે છોડી દેવાયા અને ઈસ્લામના જે આદેશોની પાબંદી ઈન્સાનને મુશ્કેલ લાગે છે, તે સહર્ષ સ્વીકારી લેવાયા. આનું નામ છે ઈમાન અને આને કહે છે ઈસ્લામ. જો અરબસ્તાનના લોકોએ તે વખતે કહ્યું હોત કે ફલાણી વાત તો અમે એ માટે નથી માનતા કે તેમાં નુકસાન છે અને અમુક વાત અમે એ માટે નથી છોડી શકતા કે તેમાં અમારો લાભ છે અને અમુક કામ તો અમે જરૂર કરીશું, કારણ કે અમારા બાપ-દાદાઓના વખતથી એમ જ થતું આવ્યું છે અને રોમન લોકોની ફલાણી વાતો અમને પસંદ છે અને ઈરાનીઓની ફલાણી વાતો અમને પસંદ છે; મતલબ એ કે અરબવાસીઓ ઈસ્લામની એક-એક વાત આવી રીતે રદ કરતા આવ્યા હોત, તો તમે સમજી શકો છો કે આજે દુનિયામાં કોઈ પણ મુસલમાન ન હોત.

**ખુદાની પ્રસન્નતાનો માર્ગ :**

ભાઈઓ ! કુર્આનમાં ફરમાવવામાં આવ્યું છે કે –

لَنْ تَنَالُوا الْبِرَّ حَتّٰى تُنْفِقُوْا مِمَّا تُحِبُّوْنَ ۚ

અર્થાત્, "નેકીનો દરજ્જો તમને ત્યાં સુધી મળી શકતો નથી, જ્યાં સુધી એ તમામ વસ્તુઓને, જે તમને પ્રિય છે, અલ્લાહ માટે કુરબાન ન કરી દો."

(સૂરઃ આલે ઈમરાન, આ. ૯૨)

બસ, આ જ આયત ઈસ્લામ અને ઈમાનની રૂહ છે. તેનો પ્રેરણા-સ્ત્રોત છે. ઈસ્લામની અસલ શાન એ છે કે જે વસ્તુઓ તમને પ્રિય છે, તેને ખુદા ખાતર કુરબાન કરી દો. જીવનના દરેક વ્યવહારમાં તમે જુઓ છો કે ખુદાનો હુકમ એક તરફ બોલાવે છે અને મનની ઈચ્છાઓ બીજી તરફ. ખુદા એક કામનો હુકમ આપે છે અને નફ્સ (મનેચ્છા) કહે છે કે તેમાં તો તકલીફ છે અથવા નુકસાન; ખુદા એક વાતની મનાઈ કરે અને નફ્સ કહે છે કે એ તો બહુ સ્વાદિષ્ટ વસ્તુ છે. એક તરફ ખુદાની પ્રસન્નતા હોય છે અને બીજી તરફ સમસ્ત જગત ઊભું હોય છે. મતલબ એ કે જીવનના દરેક પગલે ઈન્સાનને બે રસ્તાઓ મળે છે, એક રસ્તો ઈસ્લામનો છો અને બીજો કુફ્ર (અસત્ય) અને નિફાક (દંભ)નો. જેણે દુનિયાની દરેક વસ્તુને ઠોકર મારીને ખુદાના હુકમ આગળ મસ્તક નમાવ્યું, તેણે ઈસ્લામનો રસ્તો ગ્રહણ કર્યો અને જેણે ખુદાના હુકમને છોડીને પોતાના નફ્સની અથવા દુનિયાની ઈચ્છા પૂરી કરી, તેણે કુફ્ર અથવા નિફાકનો રસ્તો લીધો.

**આજનો મુસલમાન :**

આજે લોકોની એ સ્થિતિ છે કે ઈસ્લામની જે વાત સહેલી છે, તેને તો બહુ જ હર્ષપૂર્વક સ્વીકારી લે છે, પરંતુ જ્યાં કુફ્ર અને ઈસ્લામનો ખરો સામનો થાય છે, ત્યાંથી જ મોઢું ફેરવી લે છે.

ઈસ્લામના મોટા-મોટા દાવેદારોમાં પણ આ કમજોરી છે. તેઓ 'ઈસ્લામ, ઈસ્લામ' બહુ જ પોકારશે, ઈસ્લામની પ્રસન્નતા કરતાં-કરતાં તેમની જીભ પણ સૂકાઈ જશે, તેના માટે કંઈક દેખાવ પૂરતું કામ પણ કરી લેશે, પરંતુ તેમને કહો કે આ ઈસ્લામ જેના તમે આટલા ગુણગાન ગાવો છો; આવો, તેના કાનૂનને આપણે પોતાના ઉપર જ લાગુ કરીએ, તો તેઓ તરત જ કહેશે કે તેમાં ફલાણી મુશ્કેલી છે, ને ફલાણી અડચણ છે અને હાલ તો બસ તેને રહેવા જ દો. મતલબ એ કે ઈસ્લામ એક સુંદર રમકડું છે, તેને બસ 'શૉ-કેસ'માં રાખી મૂકો અને દૂર બેસીને તેની

પ્રસન્નતા કરતા રહો, પરંતુ તેને પોતાની જાત ઉપર અને પોતાના કુટુંબીજનો અને પ્રિયજનો ઉપર અને પોતાના વેપાર, વ્યવહાર પર એક કાનૂન તરીકે લાગુ કરવાનું નામ સુદ્ધાં પણ લેશો નહીં. આ અમારા આજકાલના દીનદારોની હાલત છે, તો પછી દુનિયાદારોનું વર્ણન શું કરવું ? આનું જ પરિણામ છે કે હવે તો ન નમાઝોમાં એ અસર છે જે પહેલાં હતી, ન તો રોઝામાં એ અસર છે, ન તો કુર્આન-મજીદની તિલાવતમાં અને ન તો શરીઅતના ઉપરછલ્લા પાલનમાં; કારણ કે જ્યારે આત્મા જ મોજૂદ નથી, તો નર્યું નિષ્પ્રાણ શરીર શું ચમત્કાર બતાવશે ?



## પ્રકરણ – ૩

# ઈસ્લામની ખરી કસોટી

મુસલમાન ભાઈઓ ! અલ્લાહતઆલા પોતાના પવિત્ર ગ્રંથમાં ફરમાવે છે –

قُلْ اِنَّ صَلَاتِیْ وَ نُسُكِیْ وَ مَحْیَایَ وَ مَمَاتِیْ لِلّٰهِ رَبِّ الْعٰلَمِیْنَ ﴿۱۶۲﴾ لَا شَرِیْكَ لَهٗ ۚ وَ بِذٰلِكَ اُمِرْتُ وَ اَنَا اَوَّلُ الْمُسْلِمِیْنَ ﴿۱۶۳﴾

અર્થાત્, ''(હે મુહમ્મદ સલ્લ. !) કહો, મારી નમાઝ અને મારી સર્વ ઇબાદતની વિધિઓ અને મારું જીવવું અને મારું મરવું બધું જ અલ્લાહ રબ્બુલ-આલમીન માટે છે, જેનો કોઈ ભાગીદાર નથી. આનો જ મને આદેશ આપવામાં આવ્યો છે અને સૌપ્રથમ આજ્ઞાપાલનમાં માથું ઝુકાવનાર હું છું.'' (સૂરઃ અન્આમ, આ. ૧૬૨-૧૬૩)

આ આયતની સમજૂતી નબી સલ્લ.ના આ કથનથી થાય છે –

مَنْ اَحَبَّ لِلّٰهِ وَ اَبْغَضَ لِلّٰهِ وَ اَعْطٰى لِلّٰهِ وَ مَنَعَ لِلّٰهِ فَقَدِ اسْتَكْمَلَ الْاِیْمَانَ

અર્થાત્, ''જેણે કોઈનાથી મિત્રતા અને પ્રેમ કર્યો તો ખુદા માટે અને દુશ્મની કરી તો ખુદા માટે અને કોઈને (કંઈ) આપ્યું તો ખુદા માટે અને કોઈનાથી રોક્યું તો ખુદા માટે, તેણે પોતાના ઈમાનને પૂર્ણ કરી લીધું, અર્થાત તે સંપૂર્ણ મોમિન થઈ ગયો.''

પહેલાં જે આયત મેં તમારા સમક્ષ રજૂ કરી છે, તેનાથી જણાય છે કે ઇસ્લામનો તકાદો એ છે કે મનુષ્ય પોતાની બંદગીને અને પોતાના જીવન અને મૃત્યુને ફક્ત અલ્લાહ માટે વિશિષ્ટ કરી દે અને અલ્લાહ સિવાય કોઈને તેમાં ભાગીદાર ન ઠેરવે, અર્થાત્ ન તેની બંદગી અલ્લાહ સિવાય કોઈના માટે હોય અને ન જ તેનું જીવવું અને મરવું.

આની સમજૂતી નબી સલ્લ.ના શબ્દોમાં મેં તમારા સમક્ષ રજૂ કરી છે, તેનાથી જણાય છે કે મનુષ્યનો પ્રેમ અને દુશ્મની તથા પોતાની દુન્યવી જિંદગીના મામલાઓમાં

લેવડ-દેવડ વિશિષ્ટપણે અને કેવળ અલ્લાહ માટે હોવી, એ ઈમાનનો તદ્દન વાજબી તકાદો છે. તેના વગર ઉચ્ચ દરજ્જાઓના દરવાજા ખોલવા તો ઠીક, પણ ઈમાન જ પૂર્ણ થતું નથી. જેટલી ખામી આ મામલામાં હશે, તેટલી જ ખામી તેના ઈમાનમાં હશે અને જ્યારે આ હેસિયતથી મનુષ્ય સંપૂર્ણપણે અલ્લાહનો બની જાય, ત્યારે ક્યાંક તેનું ઈમાન સંપૂર્ણ બને છે.

કેટલાક લોકો એમ માને છે કે આ પ્રકારની વસ્તુઓ કેવળ ઉચ્ચ દરજ્જાઓનો માર્ગ મોકળો કરે છે, નહિંતર ઈમાન અને ઇસ્લામ માટે મનુષ્યની અંદર આ સ્થિતિ પેદા કરવી એ જરૂરી નથી. અર્થાત્, બીજા શબ્દોમાં આ સ્થિતિ વગર પણ મનુષ્ય મોમિન અને મુસ્લિમ હોઈ શકે છે. પરંતુ આ એક ગેરસમજ છે અને આ ગેરસમજના જન્મનું કારણ એ છે કે સામાન્ય રીતે લોકો ફિકહી અને કાનૂની ઇસ્લામ અને એ વાસ્તવિક ઇસ્લામમાં તફાવત નથી કરતા, જે ખુદાને ત્યાં વિશ્વાસપાત્ર છે.

## કાનૂની અને વાસ્તવિક ઇસ્લામ વચ્ચે ફરક :

### કાનૂની ઇસ્લામ :

ફિકહી અને કાનૂની ઇસ્લામમાં મનુષ્યના દિલની હાલત જોવામાં નથી આવતી અને જોઈ શકાતી પણ નથી, પરંતુ કેવળ તેના મૌખિક સ્વીકારને અને એ કાર્યને જોવામાં આવે છે કે તે પોતાના અંદર એ જરૂરી નિશાનીઓને જાહેર કરે છે કે નહીં, જે મૌખિક સ્વીકારને પુરવાર કરવા માટે જરૂરી છે. જો કોઈ વ્યક્તિએ મૌખિક રીતે અલ્લાહ અને રસૂલ સલ્લ. અને કુર્આન અને આખિરત અને ઈમાન માટેની અન્ય જરૂરી વસ્તુઓને માનવાનો સ્વીકાર કરી લીધો અને તે પછી જરૂરી શરતો પણ પૂરી કરી દીધી, જેમના વડે તેને માનવાનો પુરાવો મળે છે, તો તેને ઇસ્લામના વર્તુળમાં લઈ લેવામાં આવશે અને તેના સાથે બધા વ્યવહારો મુસલમાન સમજીને કરવામાં આવશે. પરંતુ આ વસ્તુઓ ફક્ત દુનિયા માટે છે અને દુન્યવી હેસિયતથી એ કાનૂની અને સામાજિક આધાર પૂરો પાડે છે, જેના ઉપર મુસ્લિમ સમાજની રચના કરવામાં આવી છે. આનું પરિણામ એ સિવાય કંઈ નથી કે આવા એકરારની સાથે જેટલા લોકો મુસ્લિમ સમાજમાં દાખલ થાય, તેઓ બધા મુસલમાન ગણાય. તેમના પૈકી કોઈને કાફિરનો ફતવો આપવામાં ન આવે. તેમને એકબીજા ઉપર શરઈ, કાનૂની તેમજ નૈતિક અને સામાજિક હક્કો પ્રાપ્ત હોય. તેમના વચ્ચે લગ્ન-વ્યવહાર સ્થપાય, વારસો વહેંચાય અને અન્ય સામાજિક સંબંધો કેળવાય.

### વાસ્તવિક ઇસ્લામ :

પરંતુ આખિરતમાં મનુષ્યની મુક્તિ અને તેનું મુસ્લિમ અને મોમિન ઠેરાવવું

અને અલ્લાહના માનીતા બંદાઓમાં ગણાવવું આ કાનૂની એકરાર ઉપર આધારિત નથી, બલ્કે ત્યાં અસલ વસ્તુ વ્યક્તિનો હૃદયપૂર્વકનો એકરાર, તેના દિલનું વલણ અને તેનું પ્રસન્નતા અને પસંદગી સાથે પોતાની જાતને સંપૂર્ણપણે ખુદાના હવાલે કરી દેવું છે. દુનિયામાં જે પણ મૌખિક એકરાર કરવામાં આવે છે, તે તો કેવળ શરીઅતના કાઝી માટે અને સામાન્ય મનુષ્યો અને મુસલમાનો માટે છે, કેમ કે તેઓ ફક્ત બાહ્ય રૂપને જોઈ શકે છે. પરંતુ અલ્લાહ મનુષ્યના હૃદય અને તેના અંતરને જુએ છે અને તેના ઈમાનને માપે છે. તેના ત્યાં મનુષ્યને જે હેસિયત પ્રમાણે તપાસવામાં આવશે, તે આ છે કે શું તેનું જીવવું અને મરવું અને તેની વફાદારીઓ અને તેનું આજ્ઞાપાલન અને બંદગી અને સંપૂર્ણ જીવન દરમ્યાન કરેલાં તેના કાર્યો અલ્લાહ માટે હતા અથવા કોઈ અન્ય માટે ? જો અલ્લાહ માટે હતા, તો તે મુસ્લિમ હશે અને મોમિન ઠેરવવામાં આવશે અને જો કોઈ અન્ય માટે હતા, તો તે ન મુસ્લિમ હશે, ન મોમિન. આ હેસિયતથી જે જેટલો અપરિપકવ નીકળશે, તેટલું જ તેનું ઈમાન અને ઇસ્લામ અપરિપકવ હશે, ચાહે દુનિયામાં તેની ગણના ગમે તેટલા મોટા મુસલમાનોમાં થતી રહી હોય અને તેને ગમે તેટલા ઉચ્ચ દરજ્જાઓ આપવામાં આવ્યા હોય. અલ્લાહને ત્યાં કદર ફક્ત એ જ વસ્તુની છે કે જે કંઈ તેણે તમને આપ્યું છે, તે બધું તમે તેના (અલ્લાહના) માર્ગમાં લગાવી દીધું કે નહીં. જો તમે આવું કરી દીધું છે, તો તમને એ જ હક્ક આપવામાં આવશે, જે વફાદારોને, બંદગીના હક્કો અદા કરનારાઓને આપવામાં આવે છે અને જો તમે કોઈ વસ્તુને ખુદાની બંદગીથી અપવાદરૂપ રાખી, તો તમારો આ એકરાર કે તમે મુસ્લિમ થયા, અર્થાત એ કે તમે સ્વયં પોતાને સંપૂર્ણપણે ખુદાને હવાલે કરી દીધા, માત્ર એક જૂઠો એકરાર હશે, જેના દ્વારા લોકો ધોખો ખાઈ શકે છે, જેનાથી છેતરાઈને મુસ્લિમ સમાજ તમને પોતાનામાં જગ્યા આપી શકે છે, જેના વડે દુનિયામાં તમને મુસલમાનો જેવા તમામ હક્કો મળી શકે છે, પરંતુ તેનાથી છેતરાઈને ખુદા પોતાને ત્યાં તમને વફાદારોમાં સ્થાન નહીં આપે.

આ કાનૂની અને વાસ્તવિક ઇસ્લામનો ફરક, જે મેં તમારા સમક્ષ વર્ણવ્યો છે, જો તમે આની ઉપર વિચાર કરો તો તમને જણાશે કે તેના પરિણામો ફક્ત આખિરતમાં જ જુદા નહીં હોય, બલ્કે દુનિયામાં પણ મોટા ભાગે વિવિધ છે. દુનિયામાં જે મુસલમાનો જોવા મળે છે, તે સૌને બે ભાગોમાં વિભાજિત કરી શકાય છે.

## મુસલમાનોના બે પ્રકારો :

### આંશિક મુસલમાન :

એક પ્રકારના મુસલમાન તે છે, જેઓ ખુદા અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો એકરાર કરીને ઇસ્લામને પોતાના ધર્મની હેસિયતથી માની લે, પરંતુ પોતાના

આ મઝહબ (ધર્મ)ને પોતાના સંપૂર્ણ જીવનનો માત્ર એક અંશ અને એક વિભાગ જ બનાવીને રાખે. આ વિશિષ્ટ અંશ અને વિભાગમાં તો ઈસ્લામ સાથે શ્રધ્ધા હોય, ઈબાદતો હોય, તસ્બીહ અને મુસલ્લો (નમાઝ પઢવાની ચાદર) હોય, ખુદાનો ઝિક્ર (સ્મરણ, જાપ) હોય, ખાવા-પીવા અને સામાજિક વ્યવહારોમાં પરહેઝગારીઓ હોય અને એ સર્વ કંઈ હોય જેને ધાર્મિક વર્તણૂક કહેવામાં આવે છે, પરંતુ આ સિવાય તેમની જિંદગીના બીજા બધા પાંસા તેની મુસ્લિમ હેસિયતથી અલિપ્ત હોય. તેઓ પ્રેમ કરે તો પોતાના નફસ અથવા પોતાના લાભ અથવા પોતાના રાષ્ટ્ર અને કોમ અથવા કોઈ અન્યની ખાતર કરે, તેઓ દુશ્મની કરે અને કોઈનાથી લડાઈ કરે તો પણ આ જ કોઈ દુન્યવી અથવા સ્વાર્થી સંબંધોના કારણે કરે. તેમના વ્યવસાય, તેમની લેવડ-દેવડ, તેમના મામલાઓ અને સંબંધો, તેમના પોતાના પરિવાર, પોતાના કુટુંબીઓ, પોતાના સમાજ અને પોતાની સાથે સંબંધ ધરાવનારાઓ સાથે વર્તણૂક એ સર્વે મોટા ભાગે દીનથી આઝાદ (પર) અને દુન્યવી હેસિયતો ઉપર આધારિત હોય. એક જમીનદારની હેસિયતથી, એક વેપારીની હેસિયતથી, એક સત્તાધીશની હેસિયતથી, એક સિપાઈની હેસિયતથી, એક ધંધાદારીની હેસિયતથી તેમની પોતાની એક કાયમી હેસિયત હોય, જેનો તેના મુસલમાન હોવાની હેસિયત સાથે કોઈ સંબંધ ન હોય; પછી આવા પ્રકારના લોકો ભેગા મળીને સામૂહિક રીતે પણ જે સાંસ્કૃતિક, સામાજિક, શૈક્ષણિક અને રાજકીય સંસ્થાઓ સ્થાપે તે પણ તેમના મુસલમાન હોવાની હેસિયતથી ભલે આંશિક રીતે પ્રભાવિત અથવા જોડાયેલ હોય, પરંતુ વાસ્તવમાં તેમને ઈસ્લામ સાથે કોઈ સંબંધ ન હોય.

**સંપૂર્ણ મુસલમાન :**

બીજા પ્રકારના મુસલમાન તે છે જે પોતાનું સંપૂર્ણ વ્યક્તિત્વ, પોતાનું સંપૂર્ણ અસ્તિત્વ ઈસ્લામને સમર્પિત કરી દે. તેમની તમામ હેસિયત તેમના મુસલમાન હોવાની હેસિયતમાં ગુમ થઈ જાય. તે પિતા હોય તો મુસલમાનની હેસિયતથી, પુત્ર હોય તો મુસલમાન હોવાની હેસિયતથી, પતિ અથવા પત્ની હોય તો મુસલમાન હોવાની હેસિયતથી; વેપારી, જમીનદાર, મજુર, અધિકારી, નોકર અથવા ધંધાદારી હોય તો મુસલમાનની હેસિયતથી; તેમની ભાવનાઓ, તેમની ઈચ્છાઓ, તેમના દૃષ્ટિકોણો, તેમના વિચારો અને તેમની માન્યતાઓ, તેમની નફરત અને સ્નેહ, તેમની પસંદ અને નાપસંદ બધું જ ઈસ્લામને આધીન હોય. તેમના દિલ અને દિમાગ ઉપર, તેમની આંખો અને કાનો ઉપર, તેમના પેટ અને ગુપ્તેન્દ્રિયો ઉપર અને તેમના હાથ-પગ અને તેમના શરીર અને પ્રાણ ઉપર ઈસ્લામનો સંપૂર્ણ કબજો હોય. ન તેમનો પ્રેમ ઈસ્લામથી આઝાદ હોય, ન દુશ્મની. જેને પણ મળે તો ઈસ્લામ માટે મળે અને જેના સાથે લડે તો ઈસ્લામ

માટે લડે. કોઈને આપે તો એટલા માટે આપે કે ઈસ્લામનો તકાદો આ જ છે કે તેને આપવામાં આવે અને કોઈને આપવાથી રોકે તો એટલા માટે રોકે કે ઈસ્લામ આ જ કહે છે કે તેનાથી રોકવામાં આવે અને તેમની આ વર્તણૂક માત્ર વ્યક્તિગત હદ સુધી જ ન હોય, બલ્કે તેમનું સામૂહિક જીવન પણ સંપૂર્ણપણે ઈસ્લામની બુનિયાદ ઉપર જ કાયમ થાય. એક જમાઅતની હેસિયતથી તેમનું અસ્તિત્વ ફક્ત ઈસ્લામ માટે જ કાયમ થાય અને તેમનો સંપૂર્ણ સામૂહિક વર્તાવ ઈસ્લામના સિદ્ધાંતો ઉપર જ આધારિત હોય.

## ખુદાનો ઈચ્છિત મુસલમાન :

આ બે પ્રકારના મુસલમાનો વાસ્તવમાં એક-બીજાથી તદ્દન ભિન્ન છે, ભલે પછી કાનૂની હેસિયતથી બંને એક જ ઉમ્મતમાં સામેલ હોય અને બંનેને મુસલમાન શબ્દ એક સરખી રીતે લાગુ થતો હોય. પહેલા પ્રકારના મુસલમાનોનું કોઈ કાર્ય ઈસ્લામના ઈતિહાસમાં નોંધપાત્ર અથવા ગૌરવને પાત્ર નથી. તેમણે હકીકતમાં કોઈ એવું કાર્ય નથી કર્યું, જેણે દુનિયાના ઈતિહાસ ઉપર કોઈ ઈસ્લામી ચિહ્ન છોડ્યું હોય. ધરતીએ આવા મુલમાનોનો ભાર ક્યારેય અનુભવ્યો નથી. ઈસ્લામને જો પડતી નસીબ થઈ છે (મળી છે) તો આવા જ લોકોના કારણે. આવા જ મુસલમાનોની વધુ સંખ્યા (બહુમતી) મુસ્લિમ સમાજમાં થઈ જવાના પરિણામ સ્વરૂપે દુનિયાની જીવન-વ્યવસ્થાની લગામો કુફ્રના કબજામાં ચાલી ગઈ અને મુસલમાનો તેમને આધીન રહીને ફક્ત એક મર્યાદિત ધાર્મિક જીવનની સ્વતંત્રતા ઉપર સંતુષ્ટ થઈ ગયા. ખુદાને આવા મુસલમાનો હરગિજ જોઈતા (ઈચ્છિત) ન હતા. તેણે પોતાના અંબિયા (નબીઓ) અલૈ.ને દુનિયામાં એટલા માટે નહોતા મોકલ્યા, ન જ પોતાની કિતાબો અને ગ્રંથો એટલા માટે ઉતાર્યા હતા કે ફક્ત આ પ્રકારના મુસલમાનો દુનિયામાં બનાવી નાખવામાં આવે. દુનિયામાં આવા મુસલમાનોના ન હોવાને કારણે કોઈ ખરેખર મહત્ત્વપૂર્ણ કિંમતી વસ્તુની ખોટ ન હતી, જેને પૂરી કરવા માટે નુબૂવત (ઈશદૂતત્વ, પયગંબરી) અને વહી (દિવ્ય પ્રકાશના)નો સિલસિલો શરૂ કરવાની જરૂરત પડતી. વાસ્તવમાં જે (પ્રકારના) મુસલમાનો ખુદાને જોઈએ છે, જેમને તૈયાર કરવા માટે અંબિયા અલૈ.નું આગમન થયું છે અને કિતાબનું ઉતરાણ થયું છે અને જેમણે ઈસ્લામી દૃષ્ટિકોણથી કોઈ કદર કરવા લાયક કામ કર્યું છે અથવા આજે કરી શકે છે, તે ફક્ત બીજા પ્રકારનાજ મુસલમાનો છે.

## આધિપત્ય વાસ્તવિક અનુસરણથી જ શક્ય છે :

આ વસ્તુઓ ફક્ત ઈસ્લામ માટે જ વિશિષ્ટ નથી. બલ્કે દુનિયામાં કોઈ પણ મસ્લક (સંપ્રદાય, પંથ)નો ઝંડો આવા અનુયાયીઓના હાથે ક્યારેય ઊંચો નથી થયો,

જેમણે પોતાના મસ્લક (સંપ્રદાય, પંથ)ના એકરાર અને તેના સિદ્ધાંતોની નિયમિતતાને પોતાના સંપૂર્ણ જીવનના સાથે ફક્ત પૂર્તિ બનાવી રાખી હોય અને જેમનું જીવવું અને મરવું પોતાના મસ્લક (સંપ્રદાય, પંથ) સિવાય કોઈ અન્ય વસ્તુ માટે હોય. આજે પણ તમે જોઈ શકો છો કે એક મસ્લકના વાસ્તવિક અને સાચા અનુયાયી ફક્ત એ જ લોકો હોય છે, જેઓ સંપૂર્ણપણે તેના વફાદાર છે, જેમણે પોતાના સંપૂર્ણ વ્યક્તિત્વને તેમાં ગુમ કરી દીધું છે અને જે પોતાની કોઈ વસ્તુને, એટલે સુધી કે પોતાના પ્રાણ અને પોતાના સંતાન સુદ્ધાંને તેની સરખામણીમાં તેનાથી વધુ પ્રિય નથી રાખતા. દુનિયાનો દરેક મસ્લક આવા જ અનુયાયીઓ માગે છે, અને જો કોઈ મસ્લકને દુનિયામાં આધિપત્ય (પ્રભુત્વ) મળે શકે છે, તો તે ફક્ત એવા જ અનુયાયીઓના કારણે મળી શકે છે.

## મુસલમાન સંપૂર્ણપણે અલ્લાહનો વફાદાર :

અલબત્ત, ઇસ્લામમાં અને અન્ય મસ્લકોમાં તફાવત આ જ છે કે બીજા મસ્લક, જો મનુષ્યો પાસેથી આ રીતે પોતાને ફના કરી દેવું, ન્યોછાવર કરવું અને વફાદારી માગે છે તો તે વાસ્તવમાં મનુષ્યો પાસેથી ગેરવાજબી માગણી છે. આની વિરુદ્ધ ઇસ્લામ, જો મનુષ્યો પાસથી આની માગણી કરે છે, તો આ તેનો પૂરેપૂરો હક્ક છે. તેઓ જે વસ્તુઓ ખાતર મનુષ્યોથી કહે છે કે તું સ્વયં પોતાને અને પોતાના જીવને અને પોતાના સંપૂર્ણ વ્યક્તિત્વને તેના ઉપર ત્યજી દે, તેમના પૈકી કોઈ પણ એવો નથી, જેનો વાસ્તવમાં મનુષ્ય ઉપર આ હક્ક હોય કે તેના ખાતર મનુષ્ય પોતાની કોઈ વસ્તુનું બલિદાન આપે. પરંતુ ઇસ્લામ, જે ખુદા માટે મનુષ્યથી બલિદાન માગે, તે હકીકતમાં તેનો હક્ક ધરાવે છે કે તેના ઉપર સર્વ કાંઈ ન્યોછાવર કરી દેવામાં આવે. આકાશ અને ધરતીમાં જે કંઈ છે અલ્લાહનું છે. મનુષ્ય સ્વયં અલ્લાહનો છે. જે કંઈ મનુષ્ય પાસે છે અને જે કંઈ મનુષ્યની અંદર છે, બધું અલ્લાહનું છે અને જે વસ્તુઓથી મનુષ્ય દુનિયામાં કામ લે છે, તે બધી પણ અલ્લાહની છે. આ માટે ન્યાય અને બુદ્ધિનો સંપૂર્ણ તકાદો છે કે જે કંઈ અલ્લાહનું છે, તે અલ્લાહ માટે જ હોય. બીજાઓ માટે અથવા ખુદ પોતાના સ્વાર્થ અને પોતાના નફસને ગમતી વસ્તુઓ માટે મનુષ્ય જે કુરબાની પણ આપે છે, તે હકીકતમાં એક અપ્રમાણિકતા છે; સિવાય કે તે ખુદાની આજ્ઞાનુસાર હોય અને ખુદા માટે જે કુરબાની આપે છે, તે વાસ્તવમાં હક્ક અદા કરવો છે.

પરંતુ આ વાત જવા દઈએ, તો પણ મુસલમાનો માટે એ લોકોના આચરણમાં એક મોટો બોધપાઠ છે, જેઓ પોતાના જૂઠા મસ્લકો ખાતર અને પોતાના નફસના જૂઠા ઉપાસ્યો ખાતર પોતાનું સર્વ કાંઈ કુરબાન કરી રહ્યા છે અને એ મક્કમતાની સાબિતી આપી રહ્યાં છે, જેનુ ઉદાહરણ ભાગ્યે જ માનવ-ઇતિહાસમાં મળે છે. કેટલી

આશ્ચર્યની વાત હશે, જો અસત્ય (બાતિલ) માટે મનુષ્ય પાસે આટલી બધી ફિદા અને ફના થઈ જવાની બલિદાન-ભાવના જોવા મળે અને સત્ય( હક્ક) માટે તેનો એક હજારમો ભાગ પણ ન હોય.

## આત્મ નિરીક્ષણ :

ઈમાન અને ઇસ્લામની આ કસોટી અને આ માપદંડ, જે આ આયત અને આ હદીસમાં વર્ણવવામાં આવેલ છે, હું ઇચ્છું છું કે આપણે બધા આપણી જાતને તેના ઉપર ચકાસી જોઈએ અને તેના પ્રકાશમાં પોતાનું પરીક્ષણ કરીએ. જો તમે કહો છો કે તમે ઇસ્લામનો સ્વીકાર કર્યો અને ઈમાન લઈ આવ્યા, તો જુઓ કે શું ખરેખર તમારૂં જીવવું અને મરવું ખુદા માટે છે ? શું તમે આના જ માટે જીવી રહ્યા છો અને તમારા દિલ અને દિમાગની સંપૂર્ણ લાયકાતો, તમારા શરીર અને પ્રાણની તમામ શક્તિઓ, તમારો સમય અને તમારો પરિશ્રમ, શું આ જ પ્રયત્નમાં ખર્ચાઈ રહ્યા છે કે ખુદાની મરજી તમારા હાથે પૂર્ણ થાય અને તમારા મારફત તે કાર્ય પૂરૂં થાય, જે ખુદા પોતાની મુસ્લિમ ઉમ્મત પાસેથી લેવા ચાહે છે. શું તમે પોતાનું આજ્ઞાપાલન અને બંદગી ખુદાને જ માટે વિશિષ્ટ કરી દીધાં છે ? શું નફ્સની બંદગી, કુટુંબની, બિરાદરીની, દોસ્તોની, સમાજની અને સત્તાની બંદગી તમારા જીવનમાંથી સંપૂર્ણપણે દૂર થઈ ચૂકી છે ? શું તમે તમારી પસંદ અને નાપસંદને બધી રીતે અલ્લાહની પ્રસન્નતાને તાબે કરી દીધી છે ? ત્યાર પછી જુઓ કે તમે જેને ચાહો છો, શું ખરેખર ખુદાને માટે ચાહો છો ? જેનાથી નફરત કરો છો, ખુદાને માટે કરો છો ? અને આ નફરત અને પ્રેમમાં તમારી મનેચ્છાઓનો કોઈ અંશ સામેલ નથી ? પછી શું તમારૂં આપવું અને રોકવું પણ ખુદાને ખાતર થઈ ચૂક્યું છે ? પોતાના પેટ અને નફ્સ સહિત દુનિયામાં તમે જેને પણ જે કંઈ આપી રહ્યા છો, એ માટે જ આપી રહ્યા છો કે ખુદાએ તેનો હક્ક નક્કી કર્યો છે અને તેને આપવા પાછળ ફક્ત ખુદાની પ્રસન્નતા ઇચ્છો છો ? અને આવી જ રીતે જેને જે કંઈ (આપવાથી) રોકો છો, તે પણ એટલા માટે જ રોકી રહ્યા છો કે ખુદાએ તેને રોકવાનો આદેશ આપ્યો છે અને તેને રોકવામાં તમને ખુદાની પ્રસન્નતા પ્રાપ્ત થવાની તમન્ના છે ? જો તમે આ ભાવના પોતાના અંદર અનુભવો છો, તો અલ્લાહનો આભાર માનો કે તેણે તમારા ઉપર ઈમાનની નેઅ્મત (કૃપા) પૂર્ણ કરી દીધી અને જો આ હેસિયતથી તમે પોતાના અંદર ઉણપ અનુભવો છો, તો બધી ચિંતાઓ છોડીને, બસ આ જ નબળાઈને દૂર કરવાની ચિંતા કરો અને પોતાના તમામ પ્રયાસો અને પરિશ્રમોને આના ઉપર જ કેન્દ્રિત કરી દો; કેમ કે આ ઉણપ દૂર થવા ઉપર જ દુનિયામાં તમારી સફળતા અને આખિરતમાં (પરલોક) મુક્તિનો આધાર છે. તમે દુનિયમાં ગમે તે મેળવી લો, તેની

પ્રાપ્તિથી એ નુકસાન ભરપાઈ થઈ શકતું નથી, જે આ ઉણપને કારણે તમને પહોંચશે. પરંતુ જો આ નબળાઈ તમે દૂર કરી નાખી, તો ભલે તમને દુનિયામાં કંઈ ન મળે તો પણ તમે ખોટમાં નહીં રહો.

આ કસોટી એ હેતુ માટે નથી કે આના ઉપર તમે બીજાઓને પારખો અને તેમના મોમિન અથવા મુનાફિક અને મુસ્લિમ અથવા કાફિર હોવાનો નિર્ણય કરો, બલ્કે આ કસોટી એ હેતુ માટે છે કે તમે તેના ઉપર સ્વંય પોતાને પારખો અને આખિરતની અદાલતમાં જતાં પહેલાં પોતાની નબળાઈ શોધીને તેને અહીં જ દૂર કરવાની ચિંતા કરો. તમને ચિંતા એ વાતની ન હોવી જોઈએ કે દુનિયામાં મુફ્તી (ફતવો આપનાર) અને કાઝી તમને શું ઠેરવે છે, બલ્કે એ વાતની હોવી જોઈએ કે હાકેમોનો હાકેમ તેમજ અદૃશ્ય અને દૃશ્ય વસ્તુઓનો જાણનાર તમને શું ઠેરવશે. તમે આની ઉપર સંતુષ્ટ ન થઈ જાવ કે અહીં તમારું નામ મુસલમાનોના રજિસ્ટરમાં લખાયેલું છે, ચિંતા એ વાતની કરો કે ખુદાની નોંધપોથીમાં તમને શું લખવામાં આવે છે. આખી દુનિયા પણ જો તમને ઇસ્લામ અને ઈમાનની સનદ આપી દે, તો પણ કંઈ હાંસલ થશે નહીં. ફેંસલો, જે ખુદાના હાથમાં છે, તેને ત્યાં મુનાફિકના બદલે મોમિન, દંભીને બદલે સાચો અનુયાયી, અવજ્ઞાકારીને બદલે આજ્ઞાકારી અને બેવફાને બદલે વફાદાર ઠેરવાવું વાસ્તવિક સફળતા છે.



## પ્રકરણ – ૪

# અલ્લાહનું આજ્ઞાપાલન શા માટે ?

પાછલા કેટલાય પૃષ્ઠોમાં હું તમારા સમક્ષ વારંવાર એક જ વાત પર વિવેચન કરતો આવ્યો છું કે 'ઇસ્લામ' અલ્લાહ અને રસૂલ સલ્લ.ની તાબેદારીનું નામ છે અને માણસ જ્યાં સુધી પોતાની ઇચ્છાઓની, રીત-રિવાજોની, દુનિયાના લોકોની, ટૂંકમાં દરેકની આજ્ઞાનું પાલન છોડીને અલ્લાહ અને તેના રસૂલ સલ્લ.ની આજ્ઞા પાળે નહીં, ત્યાં સુધી મુસલમાન થઈ શકતો જ નથી.

હવે હું તમારા સમક્ષ એ ચર્ચા કરવા માગું છું કે અલ્લાહ અને તેના રસૂલ સલ્લ.ના આજ્ઞાપાલનને આટલું મહત્ત્વ શા માટે આપવામાં આવે છે ? કોઈ માણસ પૂછી શકે છે કે શું અલ્લાહ આપણી તાબેદારીનો ભૂખ્યો છે ? (નઊઝુબિલ્લાહ) કે તે આવી રીતે તેના અને તેના રસૂલ સલ્લ.ના હુકમો માનવા-મનાવવાની આપણા પાસે માગણી કરે છે ? શું (નઊઝુબિલ્લાહ) ખુદા પણ દુનિયાના હાકેમોની જેમ પોતાનું રાજ્ય ચલાવવાની ઇચ્છા ધરાવે છે, કે જેવી રીતે દુનિયાના હાકેમો કહે છે કે અમારું આજ્ઞાપાલન કરો, તેવી જ રીતે ખુદા પણ કહે છે કે મારું આજ્ઞાપાલન કરો ? હું અહીં આનો જવાબ આપવા માગું છું.

### અલ્લાહના આજ્ઞાપાલનમાં જ મનુષ્યની ભલાઈ છે :

મૂળ વાત એ છે કે અલ્લાહતઆલા ઇન્સાન પાસેથી જે આજ્ઞાપાલનની માગણી કરે છે, તે ઇન્સાનની જ ભલાઈ અને સમૃદ્ધિ માટે કરે છે. તે દુનિયાના સત્તાધીશો જેવો નથી. દુનિયાના સત્તાધીશો પોતાના લાભ ખાતર લોકોને પોતાની મરજીના ગુલામ બનાવવા માગે છે, પરંતુ અલ્લાહ સર્વે લાભ અને ફાયદાઓથી બેનિયાઝ અને અલિપ્ત છે. તમારા પાસેથી ટેક્ષ લેવાની તેને જરૂર નથી. ઇમારતો બનાવવાની અને મોટરો ખરીદવાની અને તમારી કમાણીથી પોતાના વિલાસના સાધનો વધારવાની તેને જરૂરત નથી. તે પવિત્ર છે. તે કોઈનો મોહતાજ નથી. દુનિયામાં જે કંઈ છે તે એનું જ છે અને બધા ખજાનાઓનો તે જ માલિક છે. તે તમારા પાસેથી તાબેદારી માત્ર એટલા માટે જ

માગે છે કે તમારી ભલાઈ ઇચ્છે છે. તે નથી ઇચ્છતો કે જે મખ્લુક (સર્જનો)ને તેણે 'અશરફુલ મખ્લૂકાત' (વિશ્વમાં સર્વશ્રેષ્ઠ સર્જન) બનાવી છે, તે શેતાનની ગુલામ બની રહે અથવા કોઈ મનુષ્યની ગુલામ હોય અથવા દુનિયાની ઉતરતી કક્ષાની મખ્લૂક સામે માથું ઝુકાવે. તે નથી ઇચ્છતો કે જે મખ્લૂકને તેણે જમીન પર પોતાની ખિલાફત (પ્રતિનિધિત્વ) આપેલ છે, તે અજ્ઞાનતાના અંધકારમાં ભટકતી રહે અને જાનવરોની જેમ પોતાની ઇચ્છાઓની બંદગી કરીને અધોગતિની ગર્તામાં જઈ પડે. માટે જ તે ફરમાવે છે કે તમે મારું આજ્ઞાપાલન કરો. મારા રસૂલ મારફતે જે પ્રકાશ મોકલ્યો છે, તેને લઈને ચાલો તો તમને સીધો માર્ગ મળી જશે. તમે તે માર્ગ પર ચાલીને દુનિયા અને આખિરત (પરલોક) બંનેમાં આદર-માન મેળવી શકશો. કુર્આનમાં કહેવામાં આવ્યું છે કે –

لَآ اِكْرَاهَ فِي الدِّيْنِ ۟ قَدْ تَّبَيَّنَ الرُّشْدُ مِنَ الْغَيِّ ۚ
فَمَنْ يَّكْفُرْ بِالطَّاغُوْتِ وَيُؤْمِنْ بِاللّٰهِ فَقَدِ اسْتَمْسَكَ
بِالْعُرْوَةِ الْوُثْقٰى ۟ لَا انْفِصَامَ لَهَا ۭ وَاللّٰهُ سَمِيْعٌ عَلِيْمٌ ۝
اَللّٰهُ وَلِيُّ الَّذِيْنَ اٰمَنُوْا ۙ يُخْرِجُهُمْ مِّنَ الظُّلُمٰتِ
اِلَى النُّوْرِ ڛ وَالَّذِيْنَ كَفَرُوْٓا اَوْلِيٰۗـــُٔــھُمُ الطَّاغُوْتُ ۙ يُخْرِجُوْنَھُمْ
مِّنَ النُّوْرِ اِلَى الظُّلُمٰتِ ۭ اُولٰۗىِٕكَ اَصْحٰبُ النَّارِ ۚ
هُمْ فِيْهَا خٰلِدُوْنَ ۝

અર્થાત્, ''દીનમાં કોઈ બળજબરી નથી. સાચી વાતને ખોટી વાતથી જુદી પાડી દેવામાં આવી છે. હવે જો કોઈ તાગૂત•નો ઇન્કાર કરીને અલ્લાહ ઉપર ઈમાન લઈ આવ્યો, તેણે એક એવો મજબૂત સહારો પકડી લીધો, જે ક્યારેય તૂટવાનો નથી અને અલ્લાહ (જેનો સહારો તેણે લીધો છે) બધું જ સાંભળનાર અને જાણનાર છે. જે લોકો ઈમાન લાવે છે, તેમનો હિમાયતી અને મદદગાર અલ્લાહ છે અને તે તેમને અંધકારમાંથી કાઢી લાવે છે અને જે લોકો કુફ્રનો માર્ગ અપનાવે છે, તેમના હિમાયતી અને મદદગાર તાગૂતો છે અને તેઓ તેમને પ્રકાશમાંથી અંધકાર તરફ ખેંચી લઈ જાય છે. આ આગમાં જનારા લોકો છે, જ્યાં તેઓ હંમેશા રહેશે.(સૂરઃ બકરહ, આ. ૨૫૬-૨૫૭)

## અલ્લાહ સિવાય અન્યોનું આજ્ઞાપાલન - ગુમરાહી :

હવે જુઓ કે અલ્લાહતઆલા સિવાય બીજા કોઈની આજ્ઞા માનવાથી માણસ અંધકારમાં કેવી રીતે ચાલ્યો જાય છે અને પ્રકાશ માત્ર અલ્લાહનો જ હુકમ માનવાથી

• 'તાગૂત' એટલે એવો બંદો, જે ખુદાના બંદાઓ પાસે પોતાની બંદગી કરાવે.

મળી શકે છે, તેનું કારણ શું છે ?

તમે જુઓ છો કે આ જગતમાં તમારું જીવન અસંખ્ય સંબંધોથી જકડાયેલું છે. તમારો સૌથી પહેલો સંબંધ તો તમારા શરીર સાથે છે. આ હાથ, પગ, આંખ, કાન, જીભ, દિલ, દિમાગ અને આ પેટ સર્વે તમારી સેવા માટે અલ્લાહે તમને આપ્યા છે. એ નિર્ણય તમારે કરવાનો છે કે તેમના પાસેથી કેવી રીતે સેવા લેવી ? પેટને શું ખવડાવવું અને શું ન ખવડાવવું ? હાથ પાસેથી કયું કામ લેવું અને કયું કામ ન લેવું ? પગને કયા માર્ગ પર ચલાવવા અને કયા માર્ગ પર ન ચલાવવા ? આંખ અને કાન પાસેથી કઈ જાતના કામ લેવા અને કઈ જાતના કામ ન લેવા ? જીભનો ઉપયોગ કઈ વાત માટે કરવો ? હૃદયમાં કેવો વિચાર રાખવો ? દિમાગ વડે કેવી રીતે વાતો વિચારવી ? આ સર્વ સેવકો પાસેથી તમે સારા કામ પણ લઈ શકો છો અને ખરાબ પણ. આ સર્વે તમને ઊંચા દરજ્જાના ઇન્સાન પણ બનાવી શકે છે અને જાનવરોથી ઉતરતા દરજ્જે પણ પહોંચાડી શકે છે.

વળી, તમારો સંબંધ તમારા ઘરના માણસો સાથે પણ છે. માતા-પિતા, ભાઈ-બહેન, પતિ યા પત્ની, સંતાન અને બીજા સગાઓ છે, જેમના સાથે તમારે રાત-દિવસનો સંબંધ છે. અહીં તમારે એ નિર્ણય કરવાનો છે કે તમે તેમના સાથે કેવી વર્તણૂક કરો છો ? તમારા પર તેમના શું હક્કો છે અને તેમના પર તમારા શું હક્કો છે ? તેમના સાથે યોગ્ય વર્તણૂક કરવા પર જ દુનિયા અને આખિરતમાં તમારી રાહત, ખુશી અને સફળતા અવલંબે છે. જો તમે ગેરવાજબી વર્તણૂક કરશો, તો દુનિયાને તમારા માટે જહન્નમ બનાવી લેશો, અને દુનિયામાં જ નહીં, બલ્કે આખિરતમાં ખુદાની સામે પણ તમારે પૂરેપૂરો જવાબ આપવો પડશે.

આ ઉપરાંત, તમારા સંબંધો દુનિયાના અસંખ્ય લોકો સાથે છે. કેટલાક લોકો તમારા પાડોશીઓ છે, કેટલાક લોકો તમારા મિત્રો છે, કેટલાક લોકો તમારા દુશ્મન છે. ઘણાં એવા લોકો પણ છે, જેઓ તમારી સેવા કરે છે. કોઈના પાસેથી તમારે કંઈ લેવાનું હોય છે અને કોઈને કંઈ આપવાનું હોય છે. કોઈ તમારામાં વિશ્વાસ મૂકીને પોતાનું કામ તમને સોંપે છે. કોઈના ઉપર ખુદ તમે ભરોસો રાખીને તમારા કામ તેને સોંપો છો. કોઈ તમારો સાહેબ છે અને કોઈના તમે સાહેબ છો. ટૂંકમાં, એટલા માણસો સાથે રાત-દિવસ તમને કોઈને કોઈ પ્રસંગ પડે છે, જેની તમે ગણત્રી કરી શકતા નથી. દુનિયામાં તમારો હર્ષ, તમારી સફળતા, તમારી કીર્તિ અને ખ્યાતિનો આધાર એના ઉપર છે કે આ સર્વ સંબંધો, જે મેં તમારા સમક્ષ વર્ણવ્યા છે, ખરા અને વાજબી હોય. મૃત્યુ પછીના અનંત જીવન અર્થાત્, આખિરતમાં પણ તમે ત્યારે જ માનપાત્ર (સફળ) થઈ શકો છો, જ્યારે તમે તમારા માલિક પાસે હાજર થાઓ, તો એવી સ્થિતિમાં ન જાઓ કે બીજાના

હક્કો તમે પચાવી પાડ્યા હોય, કોઈના પર જુલ્મ ગુજાર્યો હોય, કોઈ તમારા વિરુદ્ધ ત્યાં ફરિયાદ કરે અથવા કોઈની ઇજ્જત, જાન અથવા માલને અનુચિત રીતે નુકસાન પહોંચાડ્યું હોય. માટે તમારે એ નિર્ણય પણ કરી લેવાની જરૂર છે કે અસંખ્ય સંબંધો કેમ જાળવી શકાય અને એમને ખરાબ કરનારા માર્ગો કયા છે, જેમનાથી બચવું જોઈએ.

હવે તમે વિચાર કરો કે તમારા શરીરથી, તમારા ઘરના માણસોથી અને બીજા બધા લોકોથી સારો સંબંધ જાળવી રાખવા માટે તમને દરેક પગલે જ્ઞાનના પ્રકાશની જરૂર છે. ડગલે ને પગલે તમારે જાણવું જરૂરી છે કે સત્ય શું છે અને અસત્ય શું છે? ન્યાય શું છે અને જુલ્મ શું છે? કોનો હક્ક તમારા પર કેટલો છે અને કોના પર તમારો હક્ક કેટલો છે? કઈ વસ્તુમાં ખરો લાભ છે અને કઈ વસ્તુમાં ખરૂં નુકસાન? આ જ્ઞાનની શોધ તમે તમારા નફ્સમાં (મનેચ્છા) કરશો તો તે તમને ત્યાં નહીં મળે, કારણ કે નફ્સ તો ખુદ જાહિલ છે. તેના પાસે ઇચ્છાઓ સિવાય છે જ શું? તે તો કહેશે કે શરાબ પીઓ, વ્યભિચાર કરો અને હરામ ખાઓ, કારણ કે તેમાં બહુ જ મજા છે. તે તો કહેશે કે દરેકના હક્ક મારો અને કોઈના પણ હક્ક અદા ન કરો, કારણ કે તેમાં લાભ જ લાભ છે. લઈ લો બધું અને આપો કંઈ પણ નહીં. તે તો કહેશે કે બધા પાસેથી સ્વાર્થ સાધી લો અને કોઈને પણ ઉપયોગી ન થાઓ, કારણ કે તેમ કરવામાં નફો પણ છે અને આરામ પણ. આવા અજ્ઞાનીના હાથમાં તમે પોતાને મૂકશો તો તે તમને એટલી હદે નીચે લઈ જશે કે તમે છેલ્લા દરજ્જાના સ્વાર્થી, દુષ્ટાત્મા અને વ્યભિચારી થઈ જશો અને તમારી દુનિયા અને દીન બંને બગડશે.

બીજો માર્ગ એ છે કે તમે તમારા નફ્સના બદલે તમારા જેવા જ બીજા ઇન્સાનોમાં વિશ્વાસમાં મૂકો અને તમારી લગામ તેમના હાથમાં આપી દો કે જે તરફ તેઓ ઇચ્છે ત્યાં તમને લઈ જાય. આ સ્થિતિમાં એ ભય રહે છે કે કોઈ સ્વાર્થી માણસ ક્યાંક તમને પોતાની ઇચ્છાઓના ગુલામ ન બનાવી લે અથવા કોઈ અજ્ઞાની માણસ ખુદ પોતે માર્ગ ભૂલેલો હોઈ તમને પણ રસ્તો ભુલાવી દે અથવા એક જાલિમ તમને પોતાનો હાથો બનાવીને બીજાઓ પર જુલ્મ કરવાનું કામ તમારા પાસેથી લે. મતલબ એ કે તમને અહીં પણ તે જ્ઞાન-પ્રકાશ મળી શક્તો નથી, જે તમને ખરા અને ખોટા વચ્ચે ફરક બતાવી શકે અને દુનિયાના આ જીવનમાં ખરા માર્ગ પર ચલાવી શકે.

## સાચું માર્ગદર્શન — માત્ર અલ્લાહ તરફથી :

આ પછી માત્ર એક ખુદાની પવિત્ર હસ્તી જ બાકી રહી જાય છે. જ્યાંથી તમને આ પ્રકાશ મળી શકે છે. ખુદા બધું જાણનાર અને જોનાર છે, તે દરેક વસ્તુની હકીકત જાણે છે. તે જ તમને બતાવી શકે છે કે તમારો ખરો ફાયદો કે ખરૂં નુકસાન કઈ વસ્તુમાં છે. તમારા માટે કયો માર્ગ ખરી રીતે સારો છે અને ક્યો ખરાબ. વળી, તે બેનિયાઝ અને લોભથી અલિપ્ત પણ છે, તેનો પોતાનો સ્વાર્થ મુદલ નથી.

(મઆઝઅલ્લાહ) તમને દગો દઈને કંઈ નફો મેળવવાની તેને જરૂર નથી. માટે તે નિઃસ્વાર્થ પવિત્ર માલિક જે કંઈ પણ આદેશ અને માર્ગદર્શન આપશે, માત્ર તમારા ફાયદા માટે જ આપશે. ખુદા ન્યાયી પણ છે, જુલ્મનો તો અંશ પણ તેની પાક 'ઝાત'માં નથી. તેથી તે સંપૂર્ણપણે ન્યાય ઉપર આધારિત હોય એવી જ આજ્ઞા આપશે, તેની આજ્ઞા પ્રમાણે ચાલવામાં એ વાતનો જરા પણ ભય નથી કે તમે ખુદ તમારા પર અથવા બીજા લોકો પર કોઈ જાતનો જુલ્મ કરી નાખો.

## ખુદાઈ માર્ગદર્શનથી લાભ કઈ રીતે ?

આ પ્રકાશ જે અલ્લાહતૂઆલા તરફથી મળે છે, તેનાથી લાભ મેળવવા માટે બે વસ્તુઓ જરૂરી છે. એક તો એ કે તમે અલ્લાહ પર અને તેના રસૂલ સલ્લ. પર, જેમના મારફત આ પ્રકાશ આવી રહ્યો છે, ખરા હૃદયથી ઈમાન લઈ આવો; અર્થાત્, તમને પૂરો વિશ્વાસ હોવો જોઈએ કે ખુદા તરફથી રસૂલે પાક સલ્લ.એ જે હિદાયત આપી છે તે તદ્દન સત્ય છે, ચાહે તેનું સત્ય તમારી સમજમાં આવે કે ન આવે. બીજી એ કે ઈમાન લાવ્યા પછી તમે અલ્લાહની તાબેદારી કરો, કારણ કે તાબેદારી અને આજ્ઞાપાલન વગર કંઈ પણ પરિણામ આવી શકતું નથી. ધારી લો કે અમુક માણસ તમને કહે છે કે ફલાણી વસ્તુ ઝેર છે, મારી નાખનાર વસ્તુ છે, માટે તેને ખાશો નહીં. તમે કહો છો કે નિઃશંક તમે ખરૂં કહો છો, આ ઝેર જ છે અને પ્રાણઘાતક પણ છે. પરંતુ આ જાણી અને માની લીધા પછી પણ તમે તે વસ્તુ ખાઈ જાઓ છો, તો દેખીતી વાત છે કે તેનું પરિણામ એ જ આવશે જે અજાણતામાં ખાઈ જવાનું આવતું. આવું જાણવા અને માનવાથી લાભ શું ? એવા જાણવા અને ન જાણવામાં ફરક શું ? ખરો ફાયદો ત્યારે જ મળી શકે જ્યારે ઈમાન લાવતાં વેંત જ તમે તાબેદારી પણ કરો. જે વાતની તમને આજ્ઞા આપવામાં આવી છે, તેના પર માત્ર મોઢેથી જ 'આમન્ના વ સદકના' ( સાંભળ્યું અને પાલન કર્યું) નહીં કહેતાં, તેના પર અમલ પણ કરો અને જે કામથી રોકવામાં આવેલ છે, તેનાથી દૂર રહેવાની કબૂલાત માત્ર મોઢેથી જ ન કરતાં, અમલી રીતે પણ તેનાથી પરહેઝ કરો. એટલા માટે જ અલ્લાહ વારંવાર ફરમાવે છે કે –

أَطِيعُوا اللّٰهَ وَ أَطِيعُوا الرَّسُولَ

''મારી તાબેદારી કરો અને મારા રસૂલ સલ્લ.ની.'' (સૂરઃ માઈદહ, આ. ૯૨)

وَإِنْ تُطِيعُوهُ تَهْتَدُوا

અર્થાત્, ''મારા રસૂલ સલ્લ.ની તાબેદારી કરશો તો જ તમને હિદાયત મળશે.'' (સૂરઃ નૂર, આ. ૫૪)

فَلْيَحْذَرِ الَّذِيْنَ يُخَالِفُوْنَ عَنْ اَمْرِهٖٓ اَنْ تُصِيْبَهُمْ فِتْنَةٌ

અર્થાત્, ''રસૂલના હુકમનો ભંગ કરનારાઓએ ડરવું જોઈએ કે તેઓ કોઈ અજમાયશમાં ન સપડાઈ જાય અથવા તેમના ઉપર પીડાકારી આપત્તિ ન આવી જાય.''
(સૂર :નૂર - ૬૩)

## અલ્લાહ અને રસૂલ સલ્લ.ના આજ્ઞાપાલનનો અર્થ :

હું તમને વારંવાર કહું છું કે માત્ર અલ્લાહ અને તેના રસૂલ સલ્લ.ની તાબેદારી કરવી જોઈએ, તેનો અર્થ એમ ન સમજી લેતા કે તમારે કોઈ માણસની વાત માનવી જ નહીં. નહીં, ખરી રીતે એનો અર્થ એ છે કે તમે આંખો બંધ કરીને કોઈનું અનુકરણ ન કરો, પરંતુ હંમેશા એ જોતા રહો કે જે માણસ તમને કોઈ કામ માટે કહે છે, તે ખુદા અને રસૂલ સલ્લ.ના હુકમ મુજબ કહે છે કે તેના વિરુદ્ધ. જો તેમને અનુસરીને કહેતો હોય તો તેની વાત જરૂર માનવી જોઈએ, કારણ કે આ સ્થિતિમાં તમે તેની તાબેદારી ક્યાં કરી રહ્યા છો ? આ તો ખરી રીતે અલ્લાહ અને તેના રસૂલ સલ્લ.ની તાબેદારી છે અને જો તે ખુદા અને તેના રસૂલ સલ્લ.ના હુકમ વિરુદ્ધ કહે છે તો તેની વાત તેના મોઢા પર મારો, ભલે પછી તે ગમે હોય. કારણ કે તમારા માટે ખુદા અને રસૂલ સલ્લ. સિવાય બીજા કોઈના હુકમો માનવાનું ઉચિત અને જાઈઝ નથી.

એ વાત તમે સમજી શકો છો કે ખુદ અલ્લાહતઆલા તો તમારા સમક્ષ આવીને હુકમ આપવાનો નથી. તેણે જે કંઈ હુકમો આપવા હતા, તે તેણે પોતાના રસૂલ મારફત મોકલાવી દીધા. હવે રહ્યા હઝરત મુહમ્મદ સલ્લ., તો તેઓ પણ ચૌદસો વરસ પહેલાં આ દુનિયાથી પરદો કરી ગયા છે. તેમના મારફત જે હુકમો અલ્લાહે મોકલ્યા હતા, તે કુર્આન અને હદીસમાં મોજૂદ છે. પરંતુ કુર્આન અને હદીસ પણ કંઈ ચાલતી-ફરતી અને હુકમ આપતી વસ્તુઓ નથી કે તમારા સામે આવે અને આવીને કોઈ વાતનો હુકમ આપે અને કોઈ વાતથી તમને રોકે ? કુર્આન અને હદીસના હુકમ અનુસાર તમને ચલાવનાર છેવટે ઇન્સાન હશે, તેથી ઇન્સાનની આજ્ઞા માનવા સિવાય પણ છૂટકો તો નથી જ. અલબત્ત, જરૂર એ વાતની છે કે તમે ઇન્સાનો પાછળ આંખો બંધ કરીને ચાલો નહીં, પરંતુ મેં હમણા કહ્યું તેમ, એ જોતા રહો કે તેઓ કુર્આન અને હદીસ પ્રમાણે ચલાવે છે કે નહીં. જો કુર્આન અને હદીસ મુજબ ચલાવે છે, તો તેમની આજ્ઞા પાળવી તમારા પર અનિવાર્ય છે અને જો તેના વિરુદ્ધ ચલાવે, તો તેમની આજ્ઞા પાળવી હરામ છે.

—●—

## પ્રકરણ – ૫

# દીન અને શરીઅત

મુસલમાન ભાઈઓ ! ધર્મની વાતો દરમ્યાન મોટા ભાગે તમે બે શબ્દો સાંભળો છો અને બોલો પણ છો. તેમાંથી એક શબ્દ છે 'દીન' અને બીજો શબ્દ છે 'શરીઅત'.

તમારામાં એ શબ્દોના મૂળભૂત અર્થ જાણનાર ખૂબ જ ઓછા માણસો છે, જેઓ ચોક્કસપણે એમ જાણતા હોય કે 'દીન'નો વાસ્તવિક અર્થ શું છે અને 'શરીઅત'નો અર્થ શું થાય છે. અજ્ઞાન માણસોની તો વાત જ ન કરીએ, કારણ કે તેઓ તો અભણ હોવાના કારણે મજબૂર છે, પરંતુ સારા ભણેલા-ગણેલા શિક્ષિત માણસો અને મૌલવીઓ પણ નથી જાણતા કે આ શબ્દોનો વાસ્તવિક અર્થ શું છે ? અને આ બંનેમાં તફાવત શું છે ? આ સામાન્ય અજ્ઞાનતાના કારણે 'દીન' શબ્દ 'શરીઅત'ના અર્થમાં પ્રચલિત થઈ ગયો અને 'શરીઅત' શબ્દ 'દીન'ના અર્થમાં પ્રચલિત થઈ ગયો અને તેમ થવાથી ઘણી ખરાબીઓ પેદા થઈ ગઈ છે, એટલે અહીં હું આ શબ્દોના અર્થ સરળ ભાષામાં સમજાવવાનો નમ્ર પ્રયાસ કરીશ.

## દીનનો અર્થ :

'દીન'ના ઘણા અર્થ થાય છે. તેનો એક અર્થ તો ઈજ્જત, હકુમત, સલ્તનત, બાદશાહી અને સત્તા થાય છે. બીજો અર્થ તેનાથી સાવ જુદો અને બિલકુલ વિરુદ્ધ છે. અર્થાત આધીનતા, તાબેદારી, ગુલામી, આજ્ઞાપાલન અને બંદગી. દીનનો ત્રીજો અર્થ થાય છે હિસાબ કરવો, ચુકાદો આપવો અથવા કર્તવ્યોની સજા કે બદલો કે પુરસ્કાર આપવો.

કુર્આન-મજીદમાં 'દીન' શબ્દ આ ત્રણેય અર્થોમાં આવ્યો છે. એક જગ્યાએ અલ્લાનો ઈરશાદ છે કે –

إِنَّ الدِّينَ عِنْدَ اللَّهِ الْإِسْلَامُ

"અલ્લાહની નજીક દીન માત્ર ઈસ્લામ છે." (સૂરઃ આલે ઈમરાન, આ.૧૯)

અલ્લાહની નજરે દીન એ જ છે, જેમાં ઇન્સાન કેવળ અલ્લાહને જ ઇજ્જતદાર માને અને તેના સિવાય કોઈના સામે પોતાને અપમાનિત અને નિમ્ન ન સમજે. માત્ર અલ્લાહને જ આકા, માલિક અને બાદશાહ તરીકે માને અને તેના સિવાય કોઈનો પણ ગુલામ, તાબેદાર અને અનુયાયી ન બને. કેવળ અલ્લાહને જ હિસાબ લેનાર, સજા કરનાર તથા ઇનામ આપનાર સમજે અને તેના સિવાય કોઈના પણ હિસાબથી ડરે નહીં. કોઈની સજાથી કંપે નહીં અને કોઈના ઇનામથી લલચાય નહીં. ખરેખર એ જ સાચો દીન છે અને એ જ દીનનું નામ 'ઇસ્લામ' છે.

જો કોઈ માણસ અલ્લાહને છોડીને કોઈ અન્યને ખરો ઇજ્જતદાર, સાચો સત્તાધીશ, મૂળ બાદશાહ, અસલ રાજા અને ઇનામ આપનાર તરીકે માને છે અને તેના સામે તુચ્છ બનીને નમન કરે છે, તેની બંદગી અને તાબેદારી કરે છે, તેના હુકમને માને છે, તેની સજાનો ડર તથા 'જઝા' (પુરસ્કાર)ની લાલચ રાખે છે, તો તે માણસનો દીન સાવ ખોટો છે. અલ્લાહ એવા દીનને હરગિજ માન્ય રાખતો નથી, કારણ કે તે માન્યતા વાસ્તવિકતાથી તદ્દન વિરુદ્ધ છે.

ખુદા સિવાય કોઈ અન્ય હસ્તી આ સૃષ્ટિમાં ખરી ઇજ્જતદાર છે જ નહીં, ન કોઈ અન્યની બાદશાહી અને સલ્તનત છે. (ન કોઈની સાર્વભૌમ સત્તા છે.) માનવી એટલા માટે પેદા કરવામાં આવ્યો નથી કે અન્યની ગુલામી અને તાબેદારી કરે, (અને મૂળ માલિક અલ્લાહને વિસરીને બીજાઓનો બંદો બની જાય,) ખરી વાસ્તવિકતા એ જ છે કે ખુદા સિવાય સજા અને ઇનામ આપનાર કોઈ છે જ નહીં. આ જ વાતને બીજી આયતોમાં આ રીતે રજૂ કરવામાં આવી છે.

وَمَنْ يَّبْتَغِ غَيْرَ الْاِسْلَامِ دِيْنًا فَلَنْ يُّقْبَلَ مِنْهُ ۚ

અર્થાત્, ''આ આજ્ઞાપાલન (ઇસ્લામ) સિવાય જે વ્યક્તિ બીજી કોઈ રીત (દીન) અપનાવવા માંગે તેની તે રીત (દીન) કદાપિ સ્વીકારવામાં નહીં આવે...''
(સૂરઃ આલે ઇમરાન, આ. ૮૫)

જે માણસ ખુદાની બાદશાહી અને સલ્તનત છોડીને બીજાને પોતાનો માલિક અને હાકેમ માને છે, તેની બંદગી અને ગુલામી સ્વીકારે છે, તેને સજા આપનાર તથા ઇનામ આપનાર માને છે, તે માણસના દીનને ખુદા હરગિજ માન્ય રાખશે નહીં.

કારણ કે —

وَمَآ اُمِرُوْٓا اِلَّا لِيَعْبُدُوا اللّٰهَ مُخْلِصِيْنَ لَهُ الدِّيْنَ ۙ حُنَفَآءَ

અર્થાત્, ''તેમને એના સિવાય કોઈ આદેશ આપવામાં આવ્યો ન હતો કે અલ્લાહની બંદગી કરે, પોતાના દીનને વિશુદ્ધ કરીને, તદન એકાગ્ર થઈને.''

(સૂરઃ બૈયિનહ, આ. ૫)

ખુદાએ માનવ-જાતિને તો પોતાના બંદા તરીકે પેદા કરી છે અને તેના સિવાય કોઈની બંદગી કરવાનો તેને હુકમ જ નથી. તેની તો ફરજ એ છે કે સર્વેથી વિમુખ થઈને કેવળ એક અલ્લાહના દીનને વળગી રહે, એટલે કે માત્ર અલ્લાહની જ તાબેદારી અને ગુલામી સ્વીકારે, તન અને મનથી તેની જ ઇબાદત કરે અને તેના જ હિસાબ-કિતાબનો ડર રાખે.

أَفَغَيْرَ دِينِ اللَّهِ يَبْغُونَ وَلَهُ أَسْلَمَ مَنْ فِي السَّمَاوَاتِ
وَالْأَرْضِ طَوْعًا وَكَرْهًا وَإِلَيْهِ يُرْجَعُونَ ۝

અર્થાત્, ''હવે શું આ લોકો અલ્લાહની તાબેદારીનો માર્ગ (અલ્લાહનો દીન) છોડીને કોઈ બીજો માર્ગ ઇચ્છે છે ? જો કે આકાશ અને ધરતીની સમગ્ર વસ્તુઓ મન-કમને અલ્લાહનું જ આજ્ઞાપાલન (મુસ્લિમ) કરે છે અને તેના તરફ જ સૌને પાછા ફરવાનું છે ?'' (સૂરઃ આલે ઇમરાન, આ. ૮૩)

هُوَ الَّذِي أَرْسَلَ رَسُولَهُ بِالْهُدَىٰ وَدِينِ الْحَقِّ
لِيُظْهِرَهُ عَلَى الدِّينِ كُلِّهِ وَلَوْ كَرِهَ الْمُشْرِكُونَ ۝

અર્થાત્, ''તે જ તો છે, જેણે પોતાના રસૂલને માર્ગદર્શન અને સત્ય દીન સાથે મોકલ્યો છે, જેથી તેને સમગ્ર દીન (તમામ જીવન પદ્ધતિઓ) ઉપર વર્ચસ્વ આપી દે, ચાહે મુશ્રિકોને આ કેટલુંય અપ્રિય હોય.'' (સૂરઃ તૌબા, આ. ૩૩)

وَقَاتِلُوهُمْ حَتَّىٰ لَا تَكُونَ فِتْنَةٌ وَيَكُونَ الدِّينُ كُلُّهُ لِلَّهِ

અર્થાત્, ''હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! આ કાફિરો સાથે લડાઈ કરો, અહીં સુધી કે ઉપદ્રવ બાકી ન રહે અને દીન સંપૂર્ણપણે અલ્લાહ માટે થઈ જાય.''

(સુરઃ અન્ફાલ -૩૯)

આ વિસ્તૃત વર્ણન ઉપરથી તમે સમજી ગયા હશો કે અલ્લાહના દીનનો અર્થ શું થાય છે.

ખુદાને જ આકા, માલિક અને સત્તાધીશ માનવું,

ખુદાની જ ગુલામી, બંદગી અને તાબેદારી કરવી,

ખુદાનો જ ડર રાખવો, તેને સર્વે કૃત્યોનો જવાબ આપવો પડશે એ વાતનું હંમેશા ભાન રાખવું, તેની સજાથી ડરવું અને તેના જ ઈનામની લાલચ રાખવી.

ગ્રંથ અને પયગંબર દ્વારા જ અલ્લાહનો દીન લોકો સુધી પહોંચે છે, એટલે પયગ્ગંબરને ખુદાનો પયગંબર અને ગ્રંથને ખુદાનો ગ્રંથ માનવું એ પણ દીનમાં સામેલ છે. કુર્આનનું ફરમાન છે કે –

يٰبَنِيٓ اٰدَمَ اِمَّا يَاْتِيَنَّكُمْ رُسُلٌ مِّنْكُمْ يَقُصُّوْنَ عَلَيْكُمْ اٰيٰتِيْ ۙ فَمَنِ اتَّقٰى وَاَصْلَحَ فَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ۝

અર્થાત્, ''હે આદમની સંતાન ! યાદ રાખો, જો તમારા પાસે ખુદ તમારામાંથી જ એવા રસૂલો આવે, જે તમને મારી વાતો સંભળાવી રહ્યા હોય, તો જે કોઈ અવજ્ઞાથી બચશે અને પોતાનું વર્તન સુધારી લેશે, તેના માટે કોઈ ભય અને દુઃખનું કોઈ કારણ નથી. (સૂરઃ અઅ્રાફ, આ. ૩૫ )

આ આયતથી એ પણ જાણવા મળે છે કે અલ્લાહ પોતાના આદેશો સીધે-સીધા લોકોને આપતો નથી, પણ રસૂલો મારફતે તે આદેશો પહચાડવામાં આવે છે, એટલે જે માણસ અલ્લાહને સત્તાધીશ માને છે અને તેની તાબેદારી કરવા ઈચ્છે છે, તેની ફરજ છે કે તે રસૂલની તાબેદારી કરે અને રસૂલ મારફત જે આદેશો આવ્યા છે, તેને માન્ય રાખીને તે મુજબ અમલ કરે, એનું જ નામ દીન છે.

## શરીઅત શું છે ?

હવે હું તમને એ વાત બતાવીશ કે 'શરીઅત' કોને કહે છે ? 'શરીઅત'નો અર્થ માર્ગ, રીત-ભાત અને ક્રિયા થાય છે. જયારે તમે ખુદાને હાકેમ માની લીધો, તેની તાબેદારી સ્વીકારી લીધી અને એ વાત પણ માન્ય રાખી કે રસૂલ અલ્લાહ તરફથી મોકલેલ સત્તા ધરાવતો હાકેમ છે અને કિતાબ (ગ્રંથ) તેના તરફથી જ છે, ત્યારે તમે 'દીન'માં દાખલ થઈ જાવ છો. ત્યારપછી તમારે જે રીત-ભાત મુજબ અલ્લાહની ઈબાદત કરવી છે અને જે રસ્તા ઉપર ચાલીને અલ્લાહની તાબેદારી કરવી છે, એ રીત-ભાત અને રસ્તાનું નામ 'શરીઅત' છે.

અલ્લાહે જ પોતાના રસૂલને આ રીત-ભાત અને આ માર્ગ બતાવેલ હોય છે.

તેણે જ બતાવ્યું છે કે માલિકની ઇબાદત આ રીતે કરો, સ્વચ્છતા અને પવિત્રતા જાળવવા આ ક્રિયાઓ કરો, નેકી અને પરહેજગારીનો આ માર્ગ છે, આ રીતે કોઈના હક્કો આપો, આ રીતે લેવડ-દેવડ કરો અને આખી જિંદગી આ પ્રમાણે વિતાવો.

યુગ પરિવર્તનથી અલ્લાહનો દીન બદલાતો નથી. તે તો આદિકાળથી એક જ હતો, એક છે અને એક જ રહેશે, પરંતુ શરીઅતો ઘણી આવી અને રદ થઈ ગઈ. ઘણી શરીઅતોમાં સુધારા અને ફેરફારો થયા, પણ શરીઅતના બદલાવાથી કે સુધારા થવાથી દીન બદલાયો નહીં.

હઝરત નૂહ અલૈ.નો દીન પણ એ જ હતો, જે હઝરત ઇબ્રાહીમ અલૈ.નો હતો. હઝરત મૂસા અલૈ.નો દીન પણ એ જ હતો. હઝરત ઇસા અલૈ., હઝરત શુઐબ અલૈ., હઝરત સાલેહ અલૈ. અને હઝરત હૂદ અલૈ.નો પણ એ જ હતો અને હઝરત મુહમ્મદ મુસ્તુફા સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો પણ એ જ છે; પણ શરીઅતો એ સર્વેની કંઈક અંશે ભિન્ન હતી. નમાઝ અને રોઝાની ક્રિયાઓમાં ફેરફાર હતો, હલાલ હરામના આદેશો, સ્વચ્છતાના અને પવિત્રતાનાં નિયમો, નિકાહ, તલાક અને વારસાની વહેચણીના નિયમો દરેક શરીઅતમાં બીજી શરીઅત કરતાં થોડા-ઘણાં જુદા રહ્યા છે. તેમ છતાંય તમામ પયગંબરોની ઉમ્મતના લોકો મુસલમાન હતા. હઝરત નૂહ અલૈ.ની ઉમ્મત, હઝરત ઇબ્રાહીમ અલૈ.ની ઉમ્મત, હઝરત મૂસા અલૈ.ની ઉમ્મત અને આપણે પણ મુસલમાન છીએ. કારણ કે દીન સર્વેનો એક જ છે. એટલે એ વાત સ્પષ્ટ થઈ ગઈ કે શરીઅતના આદેશો ભિન્ન હોવાથી દીનમાં ભિન્નતા અને જુદાપણું આવતું નથી. દીન તો એક જ રહે છે, ભલે ને તેના ઉપર અમલ કરવાની રીતો જુદી હોય.

## શરીઅતોના તફાવતના સ્વરૂપ :

શરીઅતોના આ તફાવતને એ રીતે સમજો કે શેઠના અસંખ્ય નોકરો છે. જે માણસ તેને શેઠ તરીકે સ્વીકારતો નથી, તે માણસ માટે તો શેઠનો હુકમ સ્વીકાર્ય હોતો નથી. તે તો મૂળથી જ નાફરમાન છે, એટલે તેને તો નોકર તરીકે માનવો જ ન જોઈએ, કારણ કે શેઠની તાબેદારી કરતો નથી, એટલે નોકર જ નથી.

પરંતુ જે લોકો તેને શેઠ તરીકે માને છે, તેના હુકમનો સ્વીકાર ફરજ સમજે છે અને શેઠની નાફરમાની (અવજ્ઞા)થી ડરે છે, તે સૌને નોકર તરીકે માનવા જ જોઈએ. હા, એ બની શકે કે નોકરી કરવાની રીત તથા કાર્યો જુદા હોય, પણ તેનાથી તેમના નોકર હોવામાં કોઈ તફાવત પડતો નથી. શેઠે એક નોકરને અમુક કામ સોંપ્યું હોય અને બીજા નોકરને બીજું કામ સોંપ્યું હોય અને એ બંને કાર્યોની રીત જુદી હોય, તો પણ એક

નોકરને એમ કહેવાનો હુકમ નથી કે હું તો નોકર છું અને તે નોકર નથી !

એ જ રીતે શેઠનો હુકમ સાંભળીને એક નોકર તેની સમજ પ્રમાણે એક અર્થ કરે છે, બીજો નોકર બીજો અર્થ કરે છે અને બંને પોતાની સમજ પ્રમાણે હુકમની તાબેદારી કરે છે, તો નોકરીમાં બંને સમાન છે, શેઠની તાબેદારી કરવામાં બંને નીતિમાન છે. એ બની શકે છે કે એક નોકરે હુકમ સમજવામાં ભૂલ કરી હોય અને બીજા નોકરે ભૂલ કરી ન હોય અને સાચો અર્થ સમજ્યો હોય, પણ જ્યાં સુધી તાબેદારી કરવાનો કોઈએ ઈન્કાર કર્યો ન હોય, ત્યાં સુધી કોઈને એમ કહેવાનો અધિકાર નથી કે તું નાફરમાન છે અથવા તેને નોકરીમાંથી કાઢી મૂકવામાં આવ્યો છે.

આ ઉદાહરણ ઉપરથી તમે સ્પષ્ટ રીતે 'દીન' અને 'શરીઅત'નો તફાવત સમજી ગયા હશો. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી પહેલાં અલ્લાહત્આલા જુદા-જુદા રસૂલો મારફત જુદી-જુદી શરીઅતો મોકલતો હતો. કોઈને નોકરીની એક રીત બતાવી, તો કોઈને બીજી રીત. એ રીત મુજબ જે લોકો માલિકની તાબેદારી કરી એ સર્વે મુસલમાન હતલ, જો કે તેમની નોકરી કરવાની રીતો જુદી-જુદી હતી.

પછી જ્યારે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પધાર્યા, ત્યારે માલિકે હુકમ આપ્યો કે હવેથી પાછળની રીતોને રદ કરવામાં આવે છે. ભવિષ્યમાં જેને માલિકની નોકરી કરવી હોય તે એ રીત પ્રમાણે કરે, જે રીત અમે અંતિમ પયગંબર હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ મારફત બતાવીએ છીએ. ત્યારપછી કોઈ પણ નોકરને તે હક્ક નથી રહેતો કે તે પાછલી રીત મુજબ નોકરી કરે, કારણ કે હવે જો તે નવી રીત માનતો નથી અને જૂની રીતને વળગી રહે છે, તો તેનો અર્થ એ જ થાય છે કે તે માલિકનો હુકમ માનતો નથી, પણ પોતાના મનનો હુકમ માને છે, એટલે તેની નોકરી રદ થાય છે, અર્થાત્ તેને ધર્મની પરિભાષામાં 'કાફિર' કહેવામાં આવે છે.

## ફિક્હી મસ્લકોના ભેદનું સ્વરૂપ :

આ વાત તો પાછળનાં પયગંબરોના અનુયાયીઓ અને તેમને માનનારાઓની થઈ. રહ્યો સવાલ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના અનુયાયીઓનો, તો તેમના ઉપર આ ઉદાહરણનો બીજો ભાગ લાગુ પડે છે. અલ્લાહત્આલાએ જે શરીઅત નબી સલ્લ.ના મારફત આપણને મોકલી છે, તેનો ખુદાની શરીઅત તરીકે સ્વીકાર કરનાર તથા તેના ઉપર અમલ કરનાર તમામ માણસો મુસલમાન છે.

હવે જો એક માણસ એ શરીઅતના આદેશોને એક રીતે સમજે છે અને બીજો માણસ બીજી રીતે સમજે છે અને બંને પોત-પોતાની સમજ પ્રમાણે અમલ કરે છે, તો

તેમના અમલની રીત કદાચ જુદી હોય, પણ તે બંનેમાંથી એક પણ નોકરીમાંથી મુક્ત થયેલ છે એમ ગણાય નહીં, કારણ કે તેમનામાંથી દરેક જે માર્ગ ઉપર ચાલે છે, તે એમ સમજીને જ ચાલે છે કે આ માલિકનો હુકમ છે. પછી તેમનામાંથી એક નોકરને એ કહેવાનો શું અધિકાર છે કે હું તો નોકર છું અને તે નોકર નથી. વધુમાં વધુ અગર કંઈ કહી શકે છેજ તો કેવળ એટલું જ કે હું માલિકના હુકમનો ખરો અર્થ સમજ્યો છું અને તે ખરો અર્થ સમજી શક્યો નથી. પરંતુ તેને નોકરીમાંથી કાઢવાની સત્તા કયાંથી આવી ? જે માણસ એ સત્તા ધરાવવાનો દાવો કરશે, તે માણસ જાણે અલ્લાહની સત્તાં પોતાના હાથમાં લે છે અને જાણે એમ કહે છે કે તું જે રીતે માલિકનો હુકમ માનવા મજબૂર છે, એ જ રીતે મારી સમજ-શક્તિ માનવા પણ મજબૂર છે. અગર તું મારા વિચારો પ્રમાણેની સમજને માનતો નથી, તો હું મારી સત્તાથી તને માલિકની નોકરીમાંથી કાઢી મૂકીશ.

વિચાર તો કરો કે આ કેટલી મોટી વાત છે. એટલા માટે જ તો હઝરત મુહમ્મદ સલ્લ.એ ફરમાવ્યું છે કે –

''જે માણસ કોઈ પણ મુસલમાનને ખોટી રીતે કાફિર કહેશે, તો તેનું કથન ખુદ તેના ઉપર જ લાગુ પડશે.''

કારણ કે ખુદાએ તો મુસલમાનને પોતાના હુકમનો ગુલામ બનાવ્યો છે, જ્યારે આ માણસ તો કહે છે કે તમે મારી સમજ, મારા વિચારો અને મારા અભિપ્રાયોની ગુલામી કરો, અર્થાત્ માત્ર ખુદા જ તમારો ખુદા નથી, હું પણ નાનો ખુદા છું અને મારો હુકમ ન્હીં માનો તો હું પણ તમને મારી સત્તાથી ખુદાની બંદગી કરતાં અટકાવી દઈશ ! પછી ભલે ને ખુદા ન અટકાવે. આવી મોટી વાત કરનાર માણસથી બીજો મુસલમાન ભલે ને કાફિર નહીં થઈ જાય, પણ તે માણસ પોતાને તો કાફિર બનાવી દેવા જેટલું ખોટું સાહસ જરૂર કરે છે !

સદ્‌ગૃહસ્થો ! તમે દીન અને શરીઅતના શબ્દો વચ્ચે રહેલી ભિન્નતાને સમજી ગયા હશો અને એ પણ સમજી ગયા હશો કે ઈબાદતની ક્રિયાઓમાં તફાવત થવાથી દીનની બાબતમાં તફાવત થતો નથી. શરત એ છે કે માણસ જે રીત પ્રમાણે અમલ કરતો હોય, તે રીતને નેક ઈરાદા સાથે એમ સમજતો હોય કે આ જ રીત અલ્લાહ અને તેના રસૂલ સલ્લ.એ બતાવેલ છે, જેના ઉપર તે અમલ કરી રહ્યો છે. બેશક, તેના પાસે કુર્આન અને સુન્નતથી એ સાબિતી હોવી જોઈએ કે તે જે રીત પ્રમાણે અમલ કરે છે, તે અલ્લાહ અને રસૂલ સલ્લ.ના ફરમાન મુજબની છે.

## દીન અને શરીઅત વચ્ચે ભેદ ન સમજવાની ખરાબીઓ :

હું હવે તમને એ બતાવવા ઈચ્છું છું કે 'દીન' અને 'શરીઅત'ના શબ્દો

વચ્ચેના આ મૂળ તફાવતને ન સમજવાથી આપણા સમાજમાં કેટલી ખરાબીઓ પેદા થઈ ગઈ છે.

મુસલમાનોમાં નમાઝ પઢવાના જુદા-જુદા તરીકાઓ છે. એક માણસ છાતી ઉપર હાથ રાખે છે, બીજો નાભિ ઉપર હાથ રાખે છે. એક માણસ ઇમામના પાછળ સૂરઃ ફાતિહા પઢે છે, બીજો માણસ નથી પઢતો. એક માણસ 'આમીન' ઊંચા સાદે કહે છે, બીજો માણસ મનમાં કહે છે. તેમનામાંથી જે માણસ જે રીત પ્રમાણે વર્તન કરે છે, તે એ રીતને એમ સમજે છે કે આ રીત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના આદેશ મુજબની છે. પોતે સાચો છે એ પુરવાર કરી આપવા માટે તેના પાસે જરૂરી પુરાવા પણ હોય છે.

એટલે નમાઝ પઢવાના જુદા જુદા સ્વરૂપો હોવા છતાં, તેઓ હઝરત મુહમ્મદ સલ્લ.ના અનુયાયીઓ છે. પરંતુ જે જાલિમોએ 'શરીઅત'ના આ મસાઈલને 'દીન' માની લીધો છે, તેમણે કેવળ આ જ મતભેદોને દીનના મતભેદો સમજી લીધા છે અને વિધર્મીઓની જેમ જુદી-જુદી જમાઅતો બનાવી લીધી છે. મસ્જિદો પણ અલગ બનાવી, એટલું જ નહીં, પણ એક પક્ષે બીજા પક્ષને ગાળો આપી, સામા પક્ષના માણસોને મસ્જિદમાંથી મારી-કૂટીને કાઢી મૂક્યા અને અદાલતોમાં કેસો થયા, સુનાવણીઓ થઈ અને એ રીતે રસૂલ સલ્લ.ની ઉમ્મતના ટુકડે-ટુકડા થઈ ગયા.

આટલું બધું કર્યા-કરાવ્યા છતાંય, ઝઘડા કરાવનારાઓના ક્રૂર હૃદયોમાં ટાઢક ન થઈ, તો તેમણે નાની-નાની બાબતમાં એક બીજાને કાફિર, ગુમરાહ અને ફાસિક કહેવાનું શરૂ કરી દીધું ! એક માણસ કુર્આન અને હદીસથી પોતાની સમજ-શક્તિ પ્રમાણે જે અર્થ ઘટાવે છે, તે અર્થ પ્રમાણે પોતે જે અમલ કરે, એ પૂરતું માનતા નથી, બલ્કે બીજાઓ તેની સમજ પ્રમાણે જબરદસ્તી સમજે અને અમલ કરે એવો આગ્રહ પણ સેવે છે અને જો તે પ્રમાણે બીજા માણસો તેની વાતો માન્ય ન રાખે, તો તેમને ખુદાના દીનમાંથી કાઢી મૂકવામાં આવે છે.

આજે મુસલમાનોમાં હનફી, શાફેઈ,એહલે હદીસ વગેરે જે મઝહબો જોવામાં આવે છે, તે સર્વે કુર્આન અને હદીસને અંતિમ ચુકાદા રૂપે માને છે. પોત-પોતાની સમજ પ્રમાણે કુર્આન અને હદીસમાંથી માર્ગદર્શન અને આદેશ મેળવે છે.

બની શકે છે કે એકની સમજ સાચી અને પ્રમાણસર હોય અને બીજાએ સમજવામાં ભૂલ કરી હોય. હું પોતે પણ એક મઝહબનો અનુયાયી છું અને તેની માન્યતાઓને સત્ય માનું છું. બીજા મઝહબ (ફિરકા)ના લોકો સાથે ચર્ચા કરું છું, જેથી

જેને હું ખરી સમજું છું તે તેમને સમજાવું અને જે વાતને હું ખોટી સમજું છું, તેને દલીલો આપીને ખોટી સાબિત કરૂં. પરંતુ કોઈ માણસ કોઈ વાતને સમજવામાં ભૂલ કરે, તે જુદી વસ્તુ છે અને તે દીનમાંથી નીકળી જાય એ જુદી વાત છે.

પોતાની સ્વાભાવિક સમજ-શક્તિ પ્રમાણે અમલ કરવાનો દરેક મુસલમાનને હક્ક છે. અગર દસ મુસલમાનો જુદી-જુદી દસ રીતો પ્રમાણે અમલ કરે, તો જ્યાં સુધી તેઓ શરીઅતને માને છે તે બધા મુસલમાન જ છે, એક જ ઉમ્મત છે, તેમની જમાઅતો જુદી હોવાનું કોઈ કારણ નથી.

પરંતુ જે લોકો આ વસ્તુને સમજતા નથી, તે લોકો આવી નાની-નાની બાબતો ઉપર ઝઘડીને અલગ સંપ્રદાય બનાવી લે છે, એક-બીજાથી અલગ થઈ જાય છે, નજીવા મતભેદોના કારણે નમાઝો અને મસ્જિદો જુદી કરે છે, એક-બીજાથી લગ્ન-વ્યવહાર, સામાજિક સંબંધ, મેળ-મેળાપના સગપણ તોડી નાખે છે. દરેક ફિરકો એ રીતે પોતાનું જૂથ બનાવી લે છે, જાણે તે એક અલગ ઉમ્મત હોય !

## ફિરકાબંધી - જૂથવાદના નુકશાનો :

આ ફિરકાબંધીથી ભારતમાં મુસલમાનોને જે નુકસાન પહોંચ્યું છે, તેનો અંદાજ કાઢવો મુશ્કેલ છે. કહેવા ખાતર તો આપણે મુસ્લિમો એક ઉમ્મત છીએ. ભારતમાં આપણી સંખ્યા કરોડોની છે, પણ હકીકત એ છે કે ફિરકાપરસ્તીએ આપણી ઉમ્મતના કેટલાય ટુકડા કરી નાંખ્યા છે.

આટલા કરોડ મુસ્લિમોની જંગી સંખ્યામાં જો એકતા હોય અને એકત્ર થઈને અલ્લાહના કલ્માને બુંલદ કરવા કાર્યશીલ બને, તો દુનિયામાં કોની તાકાત છે કે આ કોમને નીચે નમાવી શકે. પરંતુ અફસોસ ! જૂથવાદના કારણે આ ઉમ્મતના સેંકડો ટુકડા થઈ ગયા છે. તેમના હૃદયો એક-બીજાથી જુદા થઈ ગયા છે. તેમના આચારો અને વિચારો અલગ થઈ ગયા છે. કપરાં સમયમાં પણ તેઓ એકત્ર થઈને ઊભા રહી શકે તેમ નથી.

એક ફિરકાનો મુસલમાન બીજા ફિરકાના મુસલમાનોથી એટલી જ ઈર્ષા કરે છે, જેટલી એક યહૂદી એક ઇસાઈથી કરે છે, બલ્કે તેનાથી પણ કંઈક વધુ ભેદભાવ રાખે છે. ઘણાં એવા બનાવો જોવામાં આવ્યા છે કે જેમાં એક ફિરકાના લોકોએ બીજા ફિરકાના માણસોને નીચું દેખાડવા માટે શત્રુઓને પણ સાથ-સહકાર આપ્યો છે! આવી હાલતમાં અગર તમે મુસલમાનોને અધોગતિમાં જુઓ, તો તેમાં આશ્ચર્યજનક કંઈ નથી. આ આપણા પોતાના હાથોથી કમાયેલ અધોગિત છે. આપણે હાથે કરીને અધઃપતન વહોરી

લીધું છે. હવે આપણા ઉપર ખુદાનો એ પ્રકોપ નાઝિલ થયો છે, જેનું વર્ણન અલ્લાહે પોતાની પવિત્ર કિતાબમાં આ રીતે કર્યું છે –

أَوْ يَلْبِسَكُمْ شِيَعًا وَّيُذِيقَ بَعْضَكُمْ بَأْسَ بَعْضٍ ۗ انْظُرْ كَيْفَ

અર્થાત્, "...અથવા તમને જૂથોમાં વહેંચીને એક જૂથને બીજા જૂથની તાકાતનો સ્વાદ ચખાડી દે." (સૂરઃ અન્આમ, આ. ૬૫)

અલ્લાહના પ્રકોપનું એક સ્વરૂપ આ પણ છે કે તે તમને જૂથોમાં વહેંચીને એક જૂથને બીજા જૂથની તાકાતનો સ્વાદ ચખાડી દે.

આ પ્રકોપ કે જેમાં આખા ભારતના મુસલમાનો સપડાયેલ છે, તેમાંથી છુટકારો ત્યાં સુધી શક્ય નથી, જ્યાં સુધી આપ આ જૂથવાદને ખતમ ન કરી નાખો.

જો તમે પોતાની ભલાઈ ઇચ્છતા હોવ, તો આ જૂથબંધીને ત્યજી દો, પક્ષવાદને મિટાવી દો અને એક-બીજાના ભાઈ-ભાઈ બની જાવ. એક ઉમ્મત બની જાઓ. ખુદાની શરીઅતમાં કોઈ વસ્તુ એવી નથી, જેના કારણે એહલે હદીસ, હનફી, શાફઈ, દેવબંદી, બરેલ્વી, શીઆ, સુન્ની વગેરે અલગ-અલગ ઉમ્મતો બની જાય. આ ઉમ્મતો અને ફિરકાઓ જાહિલીયત (અજ્ઞાનતા)ની પેદાશ છે, અજ્ઞાનતાની નિશાનીઓ છે. ખુદાએ તો એક જ ઉમ્મત બનાવી હતી, જેનું નામ 'ઉમ્મતે મુસ્લિમહ' હતું.ક

–●–